# सद्गुरुनुं स्वरूप

## રાગ ગરબી

( વનમાં ભૂલી પડી ક્યાં ગયો કહાનુડો, એ ચાલ. )

ગરવા ગુરુ મળ્યા રે, એવા અલખ નિરંજન દેવ;
મિષ્ટ વચન ગુરુદેવનાં, તેનો વિરલા જાણે ભેદ. ધ્રુવ.

ગુરુને જાત વરણ આશ્રમ નહિ, સહેજપણે અવધૂત;
ગુણ સાથે નહિ યોજના, જેને સ્પર્શે નહિ પંચભૂત. ગરવા૦

અખિલ વિશ્વ ગુરુમાં રહે, ગુરુ રહે નિરાધાર;
દેહરૂપે દેખાય ખરા પણ, રહે પરાને પાર. ગરવા૦

એક આશ્ચર્ય ગુરુનું ઘણું, અરૂપી ને અલિંગ;
સ્વભાવે સાક્ષી સ્વયં સદા, પ્રતિબિંબે પંચ રંગ. ગરવા૦

સ્વસત્તાએ સઘળે વસે, સ્વયં સંતની પાસ;
ત્યાં મેળાવો આત્મા થાયરે, આપ મળ્યા અવિનાશ. ગરવા૦



# ॥ श्रीनाथस्तुतिशतकम् ॥


रचयिता

सद्‌गत गिरिजाशंकरशर्मा

कुंतियाणा–કાઠિયાવાડ



પ્રસિદ્ધકર્તા

પોતાના સદ્‌ગત પુત્ર બાલમુકુંદના સ્મરણાર્થે

મંગલદાસ કેશવલાલ

ખંભાત–ગુજરાત

તથા

સદ્‌ગત ગિરિજાશંકરશર્માતરફથી

તેમના ટ્રસ્ટીઓ

કુંતિયાણા–કાઠિયાવાડ


जयतु जयतु श्रीमन्नाथकारुण्यमूर्तिर्
जयतु जयतु शाश्वद्धर्मधर्माधिराजः ।
जयतु जयतु सर्वा वैदकीयाः प्रजाऽपि
जयतु जयतु शीघ्रं हृत्प्रियानंददेवः ॥

મૂલ્ય રૂા. ૦–૨–૦



ब्रह्मनिष्ठ महाराज श्रीनथुरामशर्मा.

ॐ

# धर्मनुं ने धर्मोद्धारक महापुरुषनुं माहात्म्य



માન મનુષ્યત્વને છે. પૂજા દેવત્વને છે. મહાપૂજા ઈશ્વરત્વને છે. આ વિશ્વમાં બુદ્ધિ માનને પામે છે. તે કદાચ અહોહોના ઉદ્ગારો કઢાવે, ને શિરોધૂનન પણ કરાવે, તથાપિ નમન અને પૂજન તો ગુણોનેજ છે. ગુણ એ દેવતાઈ વસ્તુ છે—ઈશ્વરીવસ્તુ છે.

સર્વે શુભગુણો પોતપોતાના સ્વરૂપમાં ને સ્થાનમાં ઉચ્ચ છે, તથાપિ પરોપકારિત્વ એ સર્વપ્રાણીઓનું હિત કરનારો ગુણ હોવાથી વિશ્વને વિશેષ ઉપયોગી છે. પરોપકાર એ અનુકંપા આદિ શુભ લાગણીથી ઉપજીને, અને સાંનિધ્યભાવ, સ્વગ્રામભાવ, સ્વદેશભાવ, કુટુંબભાવ, બંધુભાવ, આત્મવદ્‌ભાવ ને છેવટ આત્મભાવવડે પોષાઇને પરોપકારકર્તાને તથા અન્ય પ્રાણીઓને લાભપ્રદ નીવડે છે.

આર્યાવર્તમાં પ્રાચીનકાલથી પરોપકારની મહત્તા બહુ બહુ ગવાતી આવી છેઃ—

" अष्टादशपुराणेषु व्यासस्य वचनद्वयम् ।

परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥ "

અઢાર પુરાણમાં શ્રીવ્યાસભગવાનનાં બે વચન મુખ્ય છે. પરોપકાર પુણ્યને માટે છે, ને પરપીડન પાપને માટે છે.

જ્યાં મહત્તા–ગુરુતા–કે બહુલતા હોય છે ત્યાં પ્રત્યક્ષરીતે કે પરોક્ષરીતે અવશ્ય પરોપકાર હોય છે, અને બીજી રીતે કહીએ તો

પરોપકારાદિથી મહત્તા કે બહુલતા પ્રાપ્ત થાય છે. દેખીતી લઘુતામાં પણ ઘણીવાર મહત્તા ને વિશાલતા છૂપાયેલાં રહે છે, પણ જ્યાં મહત્તા આદિ પ્રાપ્ત હોય ત્યાં જો અયોગ્ય સ્વાર્થરૂપ કે પાપરૂપ અસુર (શયતાન) પરાર્થને–પરોપકારને–હણી નાંખે તો મહત્તા આદિ પણ તેની સાથે જોતજોતામાં હણાઇ જાય છે.

આ સંસારમાં પ્રાણીઓને પોતાનાં કર્માનુસાર જે અપૂર્ણતા ને દુ:ખ છે તે જોતાં પરોપકારવિના ચાલે તેમ નથી, અને તેથી કેમ જાણે પરમાત્માએ આ વિશ્વની રચનાજ પરોપકારમય કરી હોય એમ જણાય છે. સૂક્ષ્મદૃષ્ટિએ જોનારને જ્યાંત્યાં પરોપકારજ ચાલી રહેલો જોવામાં આવે છે.

સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, પર્વતો, સમુદ્રો, નદીઓ, તળાવો, એ બધાં જાણે પરોપકારની પ્રત્યક્ષ મૂર્તિઓ છે. આકાશ, વાયુ, અગ્નિ, જલ, મેઘ, અને અન્ય સકલ જડ જણાતી સૃષ્ટિ પણ કેમ જાણે પરોપકારને માટે પ્રત્યક્ષરીતે કે પરોક્ષરીતે ક્રિયાપરાયણ છે!

આ સ્વાભાવિકતા અનુસાર ભારતવર્ષમાં વર્ણાશ્રમની આખી યોજના પણ પરસ્પર સાહાય્ય–પરોપકાર–ઉપર રચાઇ હોય એમ વિચારવંત વિદ્વાનો જોઇ શકે છે.×

પરોપકારના મુખ્ય બે પ્રકાર છે. ૧ લૌકિક ને ૨ પારમાર્થિક. પશુ આદિ મુંગાં પ્રાણીઓને થતી અડચણો દૂર કરવી તથા કરાવવી, દીન મનુષ્યોને અન્નવસ્ત્રાદિ આવશ્યક વસ્તુઓ આપવી તથા અપાવવી,

×જ્યારથી આ યોજનામાં શિથિલતા થવા લાગી–અજ્ઞાન વા સ્વાર્થને લઇને કર્તવ્યચ્યુતિ થવા લાગી, ત્યારથી ભારતવર્ષની પડતી થવા લાગી છે, અને મોટા શોકની વાત છે કે એ પતનનો પ્રવાહ ઉત્તરોત્તર વધારે વેગથી ચાલવા લાગ્યો છે!

વિદ્યાર્થીઓને અન્નવસ્ત્રાદિ તથા વિદ્યાને લગતાં પુસ્તકાદિ સાધનો આપવાં તથા અપાવવાં, ચોર આદિ દુષ્ટ મનુષ્યોથી તથા હિંસક પ્રાણીઓથી મનુષ્યોના જાનમાલનું રક્ષણ કરવું તથા કરાવવું, મનુષ્યોને રાજકીય સગવડો આપવી તથા અપાવવી, અને એ પ્રમાણે મનુષ્યોની તથા ઇતર પ્રાણીઓની અનેક પ્રકારની આપત્તિઓ દૂર કરવી તથા કરાવવી, ને તેમને સુખસગવડો આપવાં તથા અપાવવાં, એ બધાં પ્રશસ્ય કાર્યોની લૌકિક પરોપકારમાં ગણના થઇ શકે છે.

સ્વબુદ્ધિ ને સ્વશક્તિપ્રમાણે મનુષ્ય લૌકિક પરોપકાર કરી શકે છે, ને પોતાના કાર્યના પ્રમાણમાં તે વ્યવહારમાં મહત્તા પ્રાપ્ત કરે છે. તેમાંના કેટલાક બહુ અગત્યનાં લૌકિક મહાકાર્યો કરનારા પુરુષો વ્યવહારમાં મહાપુરુષો તરીકે ગણાય છે, ને લોકો તેમને બહુ માન આપે છે.

હવે પારમાર્થિક પરોપકારનો વિચાર કરીએ:—

લૌકિક સંપત્તિ–સુખસામગ્રી–અને તેવડે પ્રાપ્ત થતાં સુખોની પ્રાપ્તિ છતાં પણ જો મનુષ્યબુદ્ધિ ધર્મથી નિયંત્રિત અને ધર્મથી પ્રાપ્ત થતી ઉદારતા, વિશાલતા, ને સંતોષયુક્ત ન હોય તો મનુષ્ય વાસ્તવિકરીતે સુખભાગી થઇ શકતો નથી, પણ ઊલટો તે દુઃખભાગી થાય છે. જો બુદ્ધિ ધર્મથી શિક્ષિત થયેલી ન હોય તો પ્રાપ્ત બાહ્યસામગ્રી બાલકના હાથમાંના ખડ્ગની પેઠે સ્વપરને અપકારક થાય છે. એ પ્રમાણે જેમ મનુષ્યને સુખમાં ધર્મના સ્વામિત્વની આવશ્યકતા છે, તેમ દુઃખમાં પણ મનુષ્યને ધર્મના સ્વામિત્વની–દુઃખમાં આશ્વાસન, ધૈર્ય, ઉત્સાહ ને બલ આપનારા ધર્મના અવલંબનની–તેટલીજ આવશ્યકતા છે, અથવા તેથી વધારે આવશ્યકતા છે.

કોઇ પણ સ્થિતિમાં મનુષ્યને ધર્મવિના ચાલી શકે નહિ. જો મનુષ્યને ધર્મ ન હોય તો મનુષ્ય મનુષ્ય મટીને અહીંજ રાક્ષસ થાય, અથવા નારકી થાય.

તથાપિ એ પ્રમાણે ધર્મનું ફલ મનુષ્યને માત્ર આ લોકનાં સુખ-સંતોષ આપવા પૂરતુંજ નથી, પણ ઘણું આગળ છે. ધર્મવડે મનુષ્ય તેનું પરમઇચ્છિત મેળવી શકે છે. સત્કર્મોવડે તથા ઉપાસના–ભક્તિ અને યોગ–વડે ક્રમે કરીને અંતરિક્ષલોકથી માંડીને સત્યલોકપર્યંતનાં ઉચ્ચ ઉચ્ચ સુખોવાળી દેવોની સ્થિતિ પ્રાપ્ત કરવી, અથવા વિવેક, વૈરાગ્ય તથા શમદમાદિવડે અંતઃકરણની યોગ્યતા પ્રાપ્ત કરી, શ્રવણાદિ-વડે આત્મસ્વરૂપનું જ્ઞાન મેળવીને ત્રણ પ્રકારનાં (સર્વપ્રકારનાં) દુઃખોની અત્યંતનિવૃત્તિ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ મોક્ષ પ્રાપ્ત કરવો: આ મહાકાર્ય મનુષ્યને ધર્મ સાધી આપે છે. મનુષ્યોને આવો સર્વોત્તમ ફલને આપનારો ધર્મ આપવો એ પારમાર્થિક પરોપકાર છે.

ઉપર કહ્યા પ્રમાણે જ્યારે લૌકિક પરોપકારથી મનુષ્યોને આ લોકનાં સુખસગવડ મળે છે, ત્યારે પારમાર્થિક પરોપકારથી તેનો આ લોક તથા પરલોક બંને સુધરે છે એટલુંજ નહિ, પણ પરમપુરુષાર્થરૂપ મોક્ષ પણ તે પ્રાપ્ત કરી શકે છે. જ્યારે લૌકિક પરોપકારનું ફલ અલ્પકાલનું લૌકિક અલ્પસુખ આપનારું છે, ત્યારે પારમાર્થિક પરોપકારનું ફલ ઉત્તરોત્તર વિશેષ દીર્ઘકાલનું વિશેષ દિવ્યસુખ આપ-નારું છે, અથવા અનંતકાલનું અનંત સુખ આપનારું છે. લૌકિક પરોપકારથી મનુષ્ય મનુષ્યજ રહે છે ત્યારે પારમાર્થિક પરોપકાર મનુષ્યને મનુષ્યમાંથી દેવ બનાવે છે, દેવમાંથી ઈશ્વર (ઈશ્વરતુલ્ય) બનાવે છે, અને ઈશ્વરમાંથી બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરાવે છે!

ઉપર પ્રમાણે ધર્મ એ સાધારણ વસ્તુ નથી, કિંતુ અસાધારણ વસ્તુ છે–અલૌકિક વસ્તુ છે. સાધારણ વસ્તુની પેઠે તેનો વિનિમય થઇ શકતો નથી. તે જ્યાંત્યાંથી મળી શકતો નથી. વિદ્યાની પેઠે પણ તે શીઘ્ર આપી શકાતો નથી, વા પ્રાપ્ત કરી શકાતો નથી. જેમના હૃદયમાં તે હોય, અથવા વાસ્તવિકરીતે ઊતરેલો હોય તેજ તે આપી શકે છે, ને યોગ્ય અંતઃકરણજ તે શુદ્ધ સ્થિતિમાં ગ્રહણ કરી શકે છે.

ત્યારે આવો અનુપમધર્મના પ્રદાનરૂપ પારમાર્થિક પરોપકાર આ વિશ્વમાં કોણ કરી શકે છે તે સ્પષ્ટ જાણવાની આવશ્યકતા છે.

**यदा यदा हि धर्मस्य*** એ આદિ ગીતાવચનપ્રમાણે સૃષ્ટિમાં જ્યારે જ્યારે આવશ્યકતા હોય છે ત્યારે ત્યારે શ્રીઈશ્વર ધર્મ-પ્રવર્તક વા ધર્મોદ્ધારકના સ્વરૂપમાં પ્રકટે છે, અને સાધુવૃત્તિઓને પોષે છે, ને દુષ્ટવૃત્તિઓનો ક્ષય કરે છે–ધર્મ આપવાને તો પ્રભુને આવવું પડે છે.

ભારતવર્ષમાં આ પ્રમાણે ભિન્ન ભિન્ન સ્વરૂપમાં પ્રભુ ઘણીવાર

---

***यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**

હે ભારત—અર્જુન ! નિશ્ચય જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે, ને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું શરીરને ઉપજાવું છું.

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

સત્પુરુષોનું સારી રીતે રક્ષણ કરવામાટે તથા પાપીઓનો નાશ કરવા-માટે હું યુગયુગને વિષે અવતાર ધારણ કરું છું.

અ૦ ૪ થો, શ્લો૦ ૭–૮

આવ્યા છે, અન્ય દેશમાં પણ આવ્યા છે, અને ધર્મજિજ્ઞાસુઓને ધર્મામૃત પાયું છે.

શ્રીવેદભગવાન્ કહે છે કેઃ—"**ब्रह्मविद् ब्रह्मैव भवति**" (બ્રહ્મવેત્તા પુરુષ બ્રહ્મસ્વરૂપજ થાય છે-છે.) આવા બ્રહ્મસ્વરૂપને પામેલા પુરુષો દેહાંતે મોક્ષ પામે છે-તેઓ પુનઃ અવતરતા નથી, તથાપિ એમાંના કોઇ કોઇ પોતાની પૂર્વની ઉપાસનાપ્રમાણે-પોતાના પવિત્ર દૃઢસંકલ્પપ્રમાણે-મહાકલ્પપર્યંતના એટલે શ્રીબ્રહ્માના જેટલા આયુષ્યવાળા હોય છે. આવા પુરુષોને શાસ્ત્રમાં અધિકારિકોટિના પુરુષો કહે છે. શ્રીવ્યાસ, શ્રીવસિષ્ઠ વગેરે અધિકારિકોટિના પુરુષોમાં ગણાય છે. તેઓ સત્યલોકનિવાસી છતાં ઈશ્વરીસંકેતાનુસાર ભૂલોકમાં-આ પૃથ્વીમાં-આવે છે, (અવતરે છે,) ને ધર્મપ્રવૃત્તિનું મહત્કાર્ય કરે છે.

પ્રાચીનકાલમાં, મધ્યકાલમાં ને અર્વાચીનકાલમાં આપણા દેશમાં આવા ઈશ્વરસ્વરૂપ ઘણા પુરુષો ભિન્ન ભિન્ન સમયે આવ્યા છે એમ આપણે શાસ્ત્રપ્રમાણથી તેમજ તેમની બલવતી ધર્મપ્રવૃત્તિથી જાણી શકીએ એમ છે.

વિશ્વનો ઉદ્ધાર કરનારા ઈશ્વરના સાક્ષાત્ અવતારો ઈશ્વરના કલાવતારોરૂપે, ને ઈશ્વરસ્વરૂપ મહાત્માઓ ઈશ્વરના અંશાવતારોરૂપે શાસ્ત્રમાં ગણવામાં આવ્યા છે.[1]

અન્ય દેશમાં પણ આવી ઈશ્વરીપ્રવૃત્તિ ઈશ્વરીસંકેતાનુસાર દેશ, કાલ, ને સ્થિતિને યોગ્ય, યુગે યુગે-સમયે સમયે-ચાલતી આવી

૧ શ્રીબ્રહ્મા, શ્રીરુદ્ર, અગ્નિ, વરુણ, વાયુ આદિ દેવો પણ અધિકારિકોટિમાં ગણાય છે, ને તેઓ પણ ઈશ્વરીસંકેતાનુસાર ધર્મપ્રવૃત્તિ અર્થે પોતાના અંશથી વિશ્વમાં અવતાર ધારણ કરે છે એમ પુરાણાદિપરથી જણાય છે.

છે એમ સમભાવવાળાં શ્રદ્ધાળુ હૃદયો ઇતિહાસ આદિવડે સૂક્ષ્મ અવલોકન કરવાથી જોઈ શકે છે. આવા ઈશ્વરાવતારોને અને અવતારી મહાત્માઓને વિશ્વ અનાદિકાલથી બહુ બહુ ભાવથી પૂજતું આવ્યું છે, તથાપિ કહેવું જોઇએ કે તેમના શરીરના સ્થિતિકાલમાં ઘણા મનુષ્યો તેમને તેમના સત્યસ્વરૂપમાં ઓળખી શકતા નથી, ને તેથી તેમનાથી જે લાભ પામવો જોઇએ તે પામી શકતા નથી. કેટલાક તો પૂજ્યભાવ, સમભાવ કે તટસ્થભાવને બદલે તેમની સાથે શત્રુતા રાખતા હોય છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૧૬મા અધ્યાયમાં શ્રીભગવાને જણાવ્યા પ્રમાણે આવી આસુરીપ્રવૃત્તિનાં ઘણાં દૃષ્ટાંતો શ્રીમદ્‌ભાગવત, રામાયણ, મહાભારત વગેરે ગ્રંથોમાં આપણે જોઇએ છીએ. આમ થવામાં પણ જીવોની ભિન્ન ભિન્ન પ્રકારની કૃતિઓની કારણતા ને સૃષ્ટિકર્તાનો ન્યાય આપણે સ્વીકારવાં જોઇએ.

પૂર્વે લૌકિક મહાપુરુષોની વાત કરી તેમના કરતાં આ અવતારી મહાપુરુષોનું માહાત્મ્ય અનંતગુણ વધારે છે, અથવા ખરૂં કહીએ તો તેમની સાથે કોઇની સરખામણી કરી શકાય એમ નથી એમ બુદ્ધિમાન્ વાચકો સહજ સમજી શકે તેમ છે.

આવી અલૌકિક મહાવ્યક્તિઓનાં પરમપાવન પગલાંથી વિશ્વ ભાગ્યશાલી છે. વિશ્વને સમયે સમયે બૂડતું એમણેજ બચાવ્યું છે. એમના અનુત્તમ, અલૌકિક, અનવધિ ઉપકારની સાથે કોઇનો પણ ઉપકાર મૂકી શકાય એમ નથી. તેમની સ્તુતિ કરવાને ભાષામાં શબ્દો નથી. તેમના ગુણોનું ગાન કરવાને કોઇ મનુષ્ય કે દેવ સમર્થ નથી. એમનો મહિમા એમના જેવાજ વાસ્તવિકરીતે સમજી શકે એમ છે. છતાં એમની મહત્તાના દર્શનથી ઉછળેલાં હૃદયો શાંત રહી શકયાં નથી-તેમણે યથાશક્તિ પોતાની વાણીને વેગવતી કરી છે-એમ

આપણાં શાસ્ત્રોમાં બહુ બહુ સ્થલે આપણે જોઈ શકીએ છીએ. આ સ્તુતિશતક પણ કોઇ એવા પ્રકારનું કાર્ય છે એમ સ્પષ્ટ કહ્યાવિના ચાલે તેમ નથી.

આ સ્તુતિશતકના નાયક પુરુષાર્થની મૂર્તિરૂપ મહાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીનું ( શ્રીમન્નાથભગવાન્‌નું ) જીવન વિસ્તારીને કહેવાનું આ સ્થલ નથી, પણ પ્રસંગ પ્રાપ્ત થતાં સંક્ષેપમાં જણાવવું જોઈએ કે તેઓશ્રી નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત ધારણ કરીને આજ એકતાળીશ વર્ષથી સનાતનધર્મના ઉદ્ધારમાટે અખંડ પ્રવૃત્તિ કરી રહ્યા છે.

જે કાલે એકબાજુ કેળવાયેલા ગણાતા લોકોમાંના ઘણા કહેવાતા સુધારાના પ્રવાહમાં ઘસડાઇને સનાતનધર્મના માર્ગમાંથી ચ્યુત થયા હતા, ઘણાક સંશયગ્રસ્ત થયા હતા, ને ધર્મવિરુદ્ધ થતા વિચાર તથા પ્રવૃત્તિથી ઘણા પવિત્ર મનુષ્યોનાં અંત:કરણ દુભાતાં હતાં, અને બીજી બાજુ સનાતનધર્મના અજ્ઞાનરૂપ અંધકાર દેશમાં સ્થલે સ્થલે વ્યાપી ગયો હતો તે કાલે સનાતનધર્મના ઉદ્ધારમાટે તેઓશ્રીએ પોતાનું જીવન અર્પણ કર્યું છે.

સંસ્કૃતમાં રહેલા ગૂઢ ધર્મજ્ઞાનના ભંડારને ગુજરાતી ભાષામાં ઊતારનાર પ્રથમ પુરુષ તેઓશ્રી છે. સર્વ ઉપનિષદો, શ્રીવેદાંતદર્શન, શ્રીસાંખ્યદર્શન ને શ્રીપાતંજલયોગદર્શનઉપર ગંભીર છતાં સરલ ટીકાઓ તેઓશ્રીએ યોજી છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાઉપર રહસ્યદીપિકાનામક અપૂર્વ ટીકા તેઓશ્રીએ લખી છે.[૧] વેદાંત ને યોગ તેઓ-

૧ પદ, પદાર્થ, શબ્દાર્થ ને અન્વયના અંકોવાળી આ ટીકામાં ગીતાજીમાંનાં પાત્રોનું આધ્યાત્મિક અવલોકન દર્શાવ્યું છે તે, તથા પુસ્તકારંભે આપેલા બે વિસ્તૃત ઉપોદ્‌ઘાત મુમુક્ષુઓને અત્યંત મનનીય છે. જુઓ આવૃત્તિ પાંચમી.

શ્રીના ખાસ અનુભવના વિષયો છે. તે બંને વિષયોપર મૂલ સંસ્કૃત ગ્રંથોનાં સટીક ભાષાંતરો રચવાઉપરાંત સ્વતંત્ર ગ્રંથો ને લેખો તેઓશ્રીએ લખ્યા છે, જેમાં વેદાંતના[2] તથા યોગના[3] ગૂઢ વિષયોને તેઓશ્રીએ સ્વાનુભવથી બહુ સ્પષ્ટપણે સમજાવ્યા છે. લોકોમાં સંધ્યા-વંદનાદિ પટ્કર્મોની પ્રવૃત્તિ, વિવિધ સરલ પુસ્તકાદિ સાધનો પૂરાં પાડીને તેઓશ્રીએ વેગવતી કરાવી છે. તેઓશ્રીથી સાક્ષાત્ વા પરંપરાએ પ્રેરાયલા ક્ષત્રિય તથા વૈશ્યગૃહસ્થોએ વૈદિક મહાયજ્ઞો[4] કરવાનું ચાલુ કર્યું છે, તથા પ્રાચીન સંસ્કૃતવિદ્યાને ઉત્તેજન[5] આપવા માંડ્યું છે. ઘણી પેઢીઓથી જેમણે યજ્ઞોપવીતનો ત્યાગ કરેલો એવા વ્રાત્ય ક્ષત્રિયવૈશ્યો તેઓશ્રીના ઉપદેશથી પ્રાયશ્ચિત્તપૂર્વક યજ્ઞોપવીત ધારણ

---

૨ જુઓ શ્રીવેદાંતનાં મૂલતત્ત્વો, શ્રીવિવેકભાસ્કર, શ્રીઅંતર્યામીના આદેશો, મુક્તિમીમાંસા ("ગુજરાતી"ના સં૦ ૧૯૮૩ ના દીવાળીના અંકમાંનો લેખ) ને શ્રીઉપદેશગ્રંથાવલિના વિવિધ અંકાદિ.

૩ જુઓ શ્રીયોગકૌસ્તુભ, શ્રીયોગપ્રભાકર, તથા શ્રીઉપદેશગ્રંથાવલિના વિવિધ અંકો.

૪ પૂજ્યપાદ મહાત્માશ્રીની પવિત્ર દૃષ્ટિનીચે તેઓશ્રીના અનુયાયીઓ વૈશ્યગૃહસ્થ સદ્ગત શેઠ કલ્યાણજી ચતુર્ભુજે પોરબંદરમાં બૃહદ્ગાયત્રી-પુરશ્ચરણ ને શ્રીબીલખા–આનંદાશ્રમમાં મહારુદ્ર વિષ્ણુયાગ ને શતચંડી એ મહાયજ્ઞો કર્યા છે; અને લોહાણાગૃહસ્થ શેઠ મગનલાલ ડાહ્યાભાઇએ મહારુદ્ર અને વિષ્ણુયાગ, તેમજ તેમના મોટાભાઈ રણછોડલાલ ડાહ્યાભાઇએ મહારુદ્ર એ મહાયજ્ઞો રાજકોટમાં કર્યા છે.

૫ શેઠ કલ્યાણજી ચતુર્ભુજતરફથી તેમનાં ધર્મપત્ની શ્રીમતી કુલકોરબાઇએ બીલખા–આનંદાશ્રમમાં, ને શેઠ મગનલાલ ડાહ્યાભાઇએ રાજકોટમાં સંસ્કૃત પાઠશાલા સ્થાપી છે.

કરી પોતાનાં ધર્મકર્મમાં પ્રવૃત્ત થવા લાગ્યા છે. તેઓશ્રીનાં પત્રોનાં પુસ્તકો જિજ્ઞાસુ-વર્ગમાં જળહળી રહ્યાં છે. સંક્ષેપમાં સનાતનધર્મનાં ત્રણ અંગો-કર્મ, ઉપાસના (યોગ, ભક્તિ) ને જ્ઞાનપર નાનાંમોટાં અનેક પુસ્તકો[૬] ને લેખો લખીને ગુજરાતી ભાષા જાણનારી પ્રજાને સનાતનધર્મનું સ્વરૂપ સમજાવવાને તથા તેના પાલનમાટે શ્રદ્ધા, ઉત્સાહ ને દેશકાલસ્થિતિને અનુરૂપ સામગ્રી આપવાને ભારે યત્ન તેઓશ્રીએ કર્યો છે.

ભાવિકોના આગ્રહથી ગુજરાત તથા કાઠિયાવાડમાં ઘણે સ્થલે ને સિંધમાં કરાંચી, શિકારપુર વગેરે સ્થલે બહુશ્રમે અનેક પ્રવાસો કરીને તેઓશ્રીએ પોતાનાં સુંદર સુમનોહર વ્યાખ્યાનોવડે જિજ્ઞાસુઓને બહુ મીઠી ધર્મસુધા પાઇ છે.

બીલખા-આનંદાશ્રમાદિ પોતાશ્રીના નિવાસસ્થાનમાં જ્યાં પોતાશ્રી બિરાજતા હોય ત્યાં નિત્ય નિયમિત શ્રવણ, તથા તદુપરાંત અન્ય સમયે પણ ધર્મોપદેશ તેઓશ્રી ચાલુ રાખે છે.

આમ એકતાળીશ વર્ષના એકધારા પ્રયત્નથી વિવિધ ઉપાયોવડે સૂતેલા સનાતનધર્મને તેઓશ્રીએ જગાડ્યો છે, અને ગામડાના શિક્ષકની (મહેતાજીની) એક નાની સ્થિતિમાંથી અત્યારે સનાતનધર્મના સમર્થ આચાર્યતરીકે દેશમાં તેઓશ્રી પૂજાય છે.

સનાતનધર્મની વૃદ્ધિઅર્થે તેઓશ્રીએ પાંચ આનંદાશ્રમો સ્થાપ્યાં છે. તદુપરાંત સંસ્કૃત પાઠશાલા, સનાતનધર્મવિદ્યાલય, ને વિદ્યાર્થિભવનો સ્થાપ્યાંસ્થપાવ્યાં છે. ગુજરાતી અંગ્રેજી શાલાના શિક્ષકો આદિને ધાર્મિકજ્ઞાન આપવામાટે તેમને રજાના સમયમાં બીલખા-આનંદાશ્રમમાં વર્ષમાં બે વાર બોલાવવાની યોજના ચાલુ થઇ છે. દેશની ભિન્ન ભિન્ન સંસ્થાઓને

૬ એની સંખ્યા ૫૯ સુધી પહોંચી છે.

તેઓશ્રીએ ઉત્તેજન આપ્યું છે, ને આપે છે. અનેક વિદ્યાર્થીઓને તેઓશ્રીતરફથી સાહાય્ય મળ્યું છે, ને મળે છે. અનેક મોટી સભાઓમાં સજ્જનોના આગ્રહથી તેઓશ્રી પ્રમુખસ્થાને બિરાજ્યા છે.

સંસ્કૃતગુજરાતીઉપરાંત ઇંગ્રેજી, બંગાલી, મરાઠી, ને હિંદી ભાષા પણ તેઓશ્રી જાણે છે. તેઓશ્રીનું શાસ્ત્રજ્ઞાન, તથા સામાન્યજ્ઞાન અતિવિશાલ છે. તેઓશ્રીની સેવામાં ભિન્ન ભિન્ન મનુષ્યોતરફથી પૂછાતી ધાર્મિક શંકાઓનાં સમાધાનરૂપ પત્રવ્યવહાર બહુભાગે નિત્યપ્રતિ ચાલુજ રહે છે. અન્યધર્મના કેટલાક સાધુસંતો ને વિદ્વાનો પણ તેઓશ્રીની સેવામાં યોગાદિ વિષયોની શંકાઓનાં સમાધાન અર્થે આવે છે. ફ્રાંસમાંથી પારિસના વેદાંતના ઉચ્ચ અભ્યાસી મી. મોંસ્યુર જે. રીવીરેએ બહુ વિનયભાવથી તેઓશ્રીને વેદાંત ને યોગસંબંધી કેટલીક પૂછપરછ ગયા વર્ષમાં કરી હતી. મુંબઇના કેટલાક કેળવાયેલા પારસીગૃહસ્થો તેઓશ્રીના કૃપાપાત્ર હોઇ ધાર્મિક અભ્યાસમાં આગળ વધ્યા છે, જેમાંના એક ગૃહસ્થે જ્ઞાનદર્પણનામનો યોગાદિ શાસ્ત્રીયવિષયના સારભૂત એવો એક અપૂર્વ પટ ( નકશો ) તૈયાર કરી છપાવ્યો છે, જે ભલભલા બ્રાહ્મણવિદ્વાનને પણ ક્ષણભર ચકિત કરે તેવો છે.

પૂજ્યચરણશ્રીના અનુયાયિવર્ગમાં ઘણો ભાગ સુશિક્ષિત છે. ન્યાયાધીશો, વકીલો, હાઇસ્કૂલોના હેડમાસ્તરો, કારભારીઓ, શાળાના શિક્ષકો અને સ્ટેશનમાસ્તરો આદિક ઘણા કેળવાયેલા પુરુષો તેઓશ્રીના શિષ્યમંડલમાં છે.

પૂર્વ અને પશ્ચિમના જ્ઞાનનો સમન્વય કરીને તેઓશ્રીએ અનેક જનોના ધર્મસંબંધી સંશયો દૂર કર્યા છે. નાસ્તિકજેવા અનેક પુરુષોને તેઓશ્રીએ પરમ આસ્તિક બનાવ્યા છે. જે કોઇને ન નમે

તેમને તેઓશ્રીનાં અલૌકિક દર્શને, સર્વદેશી જ્ઞાને, પરમકારુણ્યે, શાસ્ત્રીયપદ્ધતિના અખંડ સ્વધર્મપાલને, મહાગંભીર પરમ સત્ય બહુ મધુર ને અતીવ સ્પષ્ટ ઉપદેશે, પરમ નિઃસ્પૃહતાએ, અને અન્ય અનેક દૈવી ગુણોએ નમાવ્યા છે; તથા સ્વધર્મપાલનમાં રસ લેતા કર્યા છે.

તેઓશ્રીના અલૌકિક આદેશોરૂપ મેઘની અમૃતવૃષ્ટિએ અનેક સદ્ભાગી મનુષ્યોની જીવનવાટિકાઓ પ્રફુલ્લિત તથા સુફલિત કરી છે. તે મહાવર્ચસ્વી મહાબ્રાહ્મણે અનેકને પશુજીવનમાંથી મનુષ્યજીવન આપ્યું છે, અનેકને મનુષ્યજીવનમાંથી દૈવીજીવન આપ્યું છે, અને એથી આગળ પણ અવનવું આપ્યું છે. સૂર્યોદય થતાં જેમ અંધકાર વિલાઇ જાય છે તેમ તેઓશ્રીના કૃપાકટાક્ષવડે અનેકનું અજ્ઞાન ને તજ્જન્ય દુઃખ વિલાઇ ગયાં છે, ને અલૌકિક શાંતિ તથા અલૌકિક આનંદ તેમણે પ્રાપ્ત કર્યા છે.

એક અંગ્રેજી કહેવત જણાવે છે, અને તે ખરૂં છે કે "પેગંબરો પરદેશમાં પૂજાયા છે," પણ આ પૂજ્યચરણ આચાર્યશ્રી તો સ્વદેશમાં ને પૂર્વનિવાસસ્થાનમાં પૂજાય છે! આ બધો તેઓશ્રીનો વિજય છે. તેઓશ્રીના યોગધ્યાનાદિવડે પરમકોમલ, પરમસાત્ત્વિક, પરમમંગલ, ને ઇંદ્રિયઅંતઃકરણના સંયમરૂપ તથા અખંડ કર્તવ્યપાલનરૂપ તપોમય દેહને ૭૨ મું વર્ષ ચાલે છે, છતાં આ વિજયવતી પ્રવૃત્તિની – પ્રજાપાવનકરી આ વિજયગંગાની – ઉત્તરોત્તર વધારે વેગવતી થતી અખંડધારા શ્રીમહેશ્વરની કૃપાથી હજી ચાલુજ છે.

આ વિજયપ્રવાહમાં ઉછળતા–આનંદ લેતા–સહૃદય ધર્મબંધુઓ! આપણે એકતાન થઈ અસુરોનાં હૃદયોને–દુષ્ટ વિચારો ને દુષ્ટ ક્રિયાઓરૂપ આંતર અસુરોનાં મર્મસ્થાનોને–ભેદી નાંખતા ઉંચા સ્વરે ગાઇએ કેઃ—

जयतु जयतु श्रीमन्नाथकारुण्यमूर्तिर्
जयतु जयतु शाश्वद्धर्मधर्माधिराजः ।
जयतु जयतु सर्वा वैदकीया प्रजाऽपि
जयतु जयतु शीघ्रं हृत्प्रियानंददेवः ॥

વિજયાદશમી સં. ૧૯૮૫
શ્રીઆનંદાશ્રમ, બીલખા
કાઠિયાવાડ

શ્રીનાથપાદાનુરક્ત
માણિક્યવર્મા



ॐ

# शतकविषे पूर्वकथन



" गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुरेव परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥ "

श्रीगुरुगीता ॥

આ શતકના કર્તા સદ્‌ગત શ્રીમાન્ ગિરિજાશંકરશર્મા છે. એમનું સંક્ષિપ્ત જીવનચરિત આ સાથે આપવામાં આવ્યું છે. એમણે આ શતકપૂર્વે પોતાના ભવાંભોધિતારક શ્રીસદ્‌ગુરુદેવની-પૂજ્યપાદ મહાત્મા શ્રી શ્રી ૧૦૮ **શ્રીમન્નથુરામશર્મા** આચાર્યજીની ( **શ્રીમન્નાથભગવાન્ની** ) સ્તુતિના શ્લોકો ભિન્ન ભિન્ન સમયે રચ્યા હતા, ને તે પૂજ્યપાદશ્રીનાં ભિન્ન ભિન્ન પુસ્તકોમાં આ સેવકે પ્રસિદ્ધ કરાવ્યા છે.

આશરે ૧૭-૧૮ વર્ષપૂર્વે સદ્‌ગતે આ શતક રચેલું. તેના ૯૭ શ્લોકો તેમણે રચ્યા હતા. શતક પૂરું થયું નહોતું, ને શ્લોકો વ્યવસ્થિત કરવાનું કામ પણ બાકી હતું. વ્યવહારોપાધિને લીધે, કે પાછળથી થોડો સમય શતક ખોવાયાની ભ્રાંતિ થઇ હતી તેને લીધે, કે અન્ય કારણથી એ કામ સદ્‌ગતથી પોતાની હયાતીમાં થઇ શક્યું નહિ. શતકનો મૂલ લેખ આ દાસની પાસે હતો. તે શ્રીયુત ભાઇ મંગલદાસના ઉત્સાહથી છપાવવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં એ ન્યૂનતા સદ્‌ગતના અવસાન પછી હમણાં પૂર્ણ થઇ છે.

આ શતકમાં બધા મળીને ૧૦૪ શ્લોકો છે. તેમાં પહેલા ૯૬ શ્લોક **સદ્‌ગત શ્રીમાન ગિરિજાશંકરશર્માના,** (ઉપર જણાવેલ ૯૭ શ્લોકોમાંથી

એક શ્લોક પુનરુક્તિરૂપ–વધારાનો–જણાતાં ઓછો કર્યો છે.) ૯૭ થી ૧૦૩ સુધીના શ્લોક પૂજ્ય બ્ર૦ શંકરશાસ્ત્રીના, ને છેલ્લો એક શ્લોક આ લખનારનો છે. ભાવવાનું ઐક્ય ને તદનુકૂલ કૃતિ કઠિન છે. કર્તા પોતે હયાત હોત તો તે પોતાની મનોભાવના પ્રમાણે શતક પૂર્ણ કરત, પણ તેવું ભાવિ નહોતું, એટલે નિરુપાય!

કર્તાએ આ શતકમાં નિર્ગુણબ્રહ્મસ્વરૂપે તથા સગુણબ્રહ્મસ્વરૂપે શ્રીસદ્‌ગુરુપરમાત્માનું સ્તવન કર્યું છે, આરંભના ૭ શ્લોકોમાં શ્રીસદ્‌ગુરુપરમાત્માની અભેદભાવે ઉપાસના કરી છે,* ને તેમ કરતાં બ્રહ્મની સત્યતા, તેમાં માયાવડે કલ્પાયેલા દ્વૈતનું મિથ્યાપણું, ને "**तत्त्वमस्यादि**" મહાવાક્યોથી ભાગત્યાગલક્ષણાવડે સમજાતી જીવબ્રહ્મની એકતા સુંદર યુક્તિથી પ્રતિપાદિત કર્યાં છે.

૮ થી ૧૯ સુધીના શ્લોકોવડે બ્રહ્મસ્વરૂપ સદ્‌ગુરુમાં માયાકૃત દ્વૈતનો આરોપ વિસ્તારથી દર્શાવી જીવ, ઈશ્વર ને જગત્‌ના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે, ને તેમ કરતાં શ્રીઅંતર્યામિસ્વરૂપ સદ્‌ગુરુના કાર્ય-કારણરૂપ સર્વમય સ્વરૂપનું પ્રતિપાદન કર્યું છે.

માયાનું માયાપતિ શ્રીઈશ્વરથી પરતંત્રપણું, શ્રીઈશ્વરાભિન્ન સદ્‌ગુરુના ભકતોને માયાજન્ય બાધનો અભાવ, ને શ્રીઈશ્વરના અવતારોનું કારણ, એ વિષયો ૨૦ થી ૨૮ સુધીના શ્લોકોમાં સુઘટિત રીતે સમજાવ્યા છે.

૨૯ થી ૪૯ સુધીના શ્લોકોવડે શ્રીપરમાત્મસ્વરૂપ સદ્‌ગુરુના શ્રીમદ્‌ભાગવતમાં જણાવેલા અવતારો ને અવતારોનાં અદ્‌ભુત કાર્યો સંક્ષેપમાં દર્શાવ્યાં છે.

---

* આ શ્લોકો શ્રી "ઉપનિષદો"ની દ્વિતીયાવૃત્તિમાં "અભેદોપાસન" એ મથાળાનીચે મંગલાચરણરૂપે પ્રસિદ્ધ થયા છે.

૫૦ થી ૫૭ સુધીના શ્લોકોમાં અવતારોનો સમ્યક્ રીતે ઉપસંહાર કર્યો છે—સમસ્ત વિશ્વને શ્રીપ્રભુના અવતારોરૂપે જણાવ્યું છે; ને તેમ જણાવતાં સર્વ અવતારોના અવતારિરૂપ (કારણરૂપ) શ્રીમહેશ્વરનું—શ્રીઅંતર્યામીનું—સાંપ્રતકાલમાં પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્‌રૂપે પ્રાકટ્ય વર્ણવ્યું છે, તથા તેઓશ્રીની સ્તુતિ કરી છે.

૫૮ થી ૬૬ સુધીના શ્લોકોથી વર્તમાન અવતારને લગતા પ્રસંગો—અવતારનો ને તેનાં કાર્યોનો હેતુ, અવતારનાં દિવ્ય કર્મો કેવા અધિકારીઓ સ્પષ્ટપણે સમજી શકે છે ને કેવા અનધિકારીઓ અવતારનાં કાર્યોથી ભ્રાંતિને વશ થાય છે? તથા શ્રીઈશ્વરાવતારની માનવલીલામાં પણ પ્રસિદ્ધ થઈ જતી તેઓશ્રીની પ્રભુતા વગેરે વિષયો પ્રદર્શિત કર્યા છે.

૬૭ થી ૭૬ સુધીના શ્લોકાથી શ્રીસદ્‌ગુરુરૂપ મહેશ્વરમાં રહેલી અણિમાદિ સિદ્ધિઓ તેઓશ્રીના ભક્તજનોમાં ભિન્ન ભિન્ન દૈવીસંપત્તિ-ઓરૂપે, ભિન્ન ભિન્ન જ્ઞાનસામગ્રીરૂપે તથા સાક્ષાત જ્ઞાનરૂપ ફલરૂપે કેવી કેવી રીતે પરિણમી છે તે યુક્તિપુરઃસર બહુ કમનીય રીતે વર્ણવ્યું છે.

શ્રીઈશ્વરાવતારનો તથા તેમનાં અલૌકિક કર્મોનો મહિમા પ્રત્યક્ષ છતાં, તે અંતઃકરણની યોગ્યતાવિના સમજવો બહુ કઠિન છે, એમ ૭૭ થી ૭૯ સુધીના શ્લોકોમાં દર્શાવ્યું છે.

૮૦ થી ૯૬ સુધીના શ્લોકોમાં અવતારરૂપ શ્રીપ્રભુની વિવિધ પ્રકારે સ્તુતિ કરતાં પોતાની જીવરૂપે લઘુતા, તથા પોતાને કામક્રોધાદિ રિપુઓથી પ્રાપ્ત થતી પીડા દર્શાવી—સંસારારણ્યની અનેક રીતે દુઃખરૂપતા દર્શાવી—શરણે લેવાની બહુ આર્દ્રભાવે પ્રાર્થના કરી છે, ને તેમ કરતાં શતકને અંતે જ્ઞાનને અનન્યભક્તિના સ્વરૂપમાં પરિણામ પામતું દર્શાવ્યું છે.

કર્તાની કૃતિ આ સ્થલે પૂરી થાય છે. આખું શતક જ્ઞાનમય છતાં ભક્તિરસથી ઉભરાય છે. કર્તાએ આ પ્રમાણે જ્ઞાનની ને ભક્તિની એકતા સાધી છે, ને ભક્તિના ઉદ્રેકવડે જ્ઞાનની શુષ્કતા દૂર કરી છે.

કર્તા કવિતરિકે વિદ્વાનોમાં પ્રસિદ્ધ થયા નથી. તેમની કૃતિઓ કવિપદને યોગ્ય છે કે કેમ તેનો નિર્ણય સહૃદય અનુભવી વિદ્વજ્જનો કરી શકશે. જ્યારે પૂજ્યપાદ મહાત્માશ્રીની સ્તુતિના શ્લોકોરૂપ કર્તાની પહેલી કૃતિ કાઠિયાવાડના કવિરત્ન કૈલાસવાસી અનેકાવધાની શીઘ્રકવિ મહામહોપાધ્યાય શંકરલાલભાઇને આ સેવકે જોવા મોકલી હતી ત્યારે તેઓશ્રીએ આવા ભાવનું જણાવ્યું હતું કે "જો તેઓ પ્રયત્ન કરશે તો ભવિષ્યમાં સારા કવિ થશે."

શ્રીબીલખા-આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ-સનાતનધર્મવિદ્યાલયના મુખ્ય શાસ્ત્રીજી શ્રીમાન્ દયારામભાઇએ, કાઠિયાવાડની શાલાઓમાં સ્વયંસેવકતરીકે નીતિધર્મનું શિક્ષણ આપનાર બ્રહ્મચારીજી શ્રીમાન્ શંકરશાસ્ત્રીએ, ને પ્રતાપગઙ(અલવરસંસ્થાન)નિવાસી સમર્થ પંડિત પૂજ્ય પરમહંસ રામસ્વામીજીએ આ શતકને નિર્દોષ કરવામાટે શ્રમ લીધો છે તે ત્રણેનો, અને તેમાં પણ વિશેષે કરીને પૂજ્ય રામસ્વામીજીનો અંતઃકરણથી આભાર માનું છું.

આ શતક છપાવવાનો અર્ધો ખર્ચ શ્રીયુત મંગલદાસ કેશવલાલે, ને અર્ધો ખર્ચ સદ્ગત શ્રીમાન્ ગિરિજાશંકરશર્માતરફથી તેમના ટ્રસ્ટીઓ શેઠ જાદવજી મૂલજી, શેઠ નરભેરામ જમનાદાસ તથા વિપ્ર જાદવજી સુંદરજીએ આપ્યો છે.

શ્રદ્ધાલુ ધર્મબંધુઓએ તથા ધર્મભગિનીઓએ મોક્ષરૂપ મહાફલને આપનારી શ્રીસદ્ગુરુભક્તિના પોષણમાટે તથા વૃદ્ધિમાટે આ શતક નિત્યપાઠમાં રાખવાયોગ્ય છે.

કૃપાના મહોદધિરૂપ અવતારી પ્રભુ કાલમહિમાવડે સ્વકર્મવશાત્ ધર્મવિમુખતાને પામેલા અધોગામી જનોને શીઘ્ર ઉગારી લેવા કૃપા કરો! શ્રીમહેશ્વરરૂપ કારુણ્યમૂર્તિ શ્રીસદ્ગુરુના કૃપાકટાક્ષવડે અધિકારી જનોના જ્ઞાનપ્રતિબંધકો સત્વર દૂર થાઓ! યુગે યુગે અવતાર ધારણ કરનારા ભવસાગરના નાવિક વિષ્ણુસ્વરૂપ શ્રીસદ્ગુરુની કૃપાથી સર્વે શુભમાર્ગગામીઓને વિશેષ વેગ પ્રાપ્ત થાઓ! તથા એકજ સ્વરૂપ છતાં ભાષાભેદે, કાર્યભેદે, અને ભાવનાભેદે અનેક સ્વરૂપે ભજાતા પ્રત્યગભિન્ન અંતર્યામિપરમાત્માની કૃપાથી સદા સર્વત્ર વિલસી રહેલા તે પરમાનંદસ્વરૂપ સદ્ગુરુને સત્વર અનુભવવા સૌ કોઇ પ્રયત્નવાન્ અને ભાગ્યશાલી થાઓ!

શ્રીગુરુપૂર્ણિમા, સં૦ ૧૯૮૫
**શ્રીઆનંદાશ્રમ, બીલખા**
**કાઠિયાવાડ**

**શ્રીનાથસદ્ગુરુબાલ**
**માણિક્યવમા**

ॐ

# ग्रंथप्रकाशक श्रीयुत मंगलदासना केटलाक उद्गारो



## જીવનનો ઉદ્દેશ

પરમપવિત્ર ભારતવર્ષમાં હિંદુજાતિમાં અને તેમાં પણ વિશેષે ધર્મમાર્ગમાં આગળ વધવાને બહુ અનુકૂલતાવાળી દ્વિજજાતિમાં (બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યજાતિમાં) મનુષ્યજન્મ પામીને, મારો આ સંસારમાં શામાટે જન્મ થયો છે? મારા આ જીવનનું પરમકર્તવ્ય કયું છે? તથા આ જન્મ પૂરો થયા પછી મારે ક્યાં જવાનું છે? તે વિષે મનુષ્યનો મોટો ભાગ વિચાર સરખો કરતો નથી એ મોટા ખેદની વાત છે.

શું મનુષ્યજન્મ પામી પહેલી વીશી રમતગમતમાટે ને વ્યાવહારિક શિક્ષણ મેળવવામાટે, બીજી વીશી ધંધો નોકરી વીગેરે આજીવિકાનાં સાધનો સંપાદન કરવામાટે તથા કામસુખ ભોગવવા-માટે, અને તે પછીની અવસ્થા પણ તેવાજ વ્યવહારો કરી જીંદગી પૂરી કરવામાટેજ હશે? ના, તેમ નથી. મનુષ્યને મનુષ્યજન્મમાં બીજું ઘણું કરવાનું છે, અને તેણે તે સત્સંગવડે તથા સત્શાસ્ત્રોવડે જાણવું જોઈએ. વળી જેમ નાવિક પોતાનું વહાણ કયા બંદરે લઈ જવું છે તે નક્કી કરીને તે દિશાભણી પોતાના વહાણને હંકારે છે, અને ધારેલે બંદરે પહોંચે છે; તેમ મનુષ્યે પોતાના જીવનનો ઉદ્દેશ તથા તેમાટેનાં કર્તવ્યો નક્કી કરીને તેને સિદ્ધ કરવા પ્રયત્ન કરવો જોઇએ. આમ કરે તોજ મનુષ્યોથી પોતાના ઇચ્છિત ધ્યેયે પહોંચી શકાય.

બંધુઓ ! જો તમે આ ભવાટવીમાં ભટકી ભટકીને થાકી ગયા હો, મનુષ્યજન્મ ફરી ફરી મળતો નથી માટે મનુષ્યજન્મનું સાર્થક કરવાનું તમારા હૃદયના ઊંડાણમાં નક્કી કર્યું હોય, ને જગતમાં મનુષ્યોની ચઢતી તથા ઊતરતી સ્થિતિ જોઇને કર્મનો મહિમા તમને સમજાયો હોય, તો હવે વિશેષપણે જાગો; અને તમારા જીવનનો ઉદ્દેશ વધારે સ્થિરબુદ્ધિથી સત્શાસ્ત્રોના ને મહાપુરુષોના સાહાય્યથી નક્કી કરો, અને તે સિદ્ધ કરવામાટે પ્રયત્ન આદરો. જો તમારો ઉદ્દેશ મોક્ષ મેળવવાનો હોય તો તમે પરમકારુણિક મહાનુભાવ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્ગુરુપરમાત્માનું અનન્યભાવે શરણ ગ્રહણ કરો, કે જેથી તેઓશ્રી તમારા અધિકાર પ્રમાણે તમોને પરમાત્માની પ્રાપ્તિનાં સરલ સાધનો બતાવશે, જે સાધનો સિદ્ધ કરવાથી તમો તમારા ઉદ્દેશને સફલ કરવા શીઘ્ર ભાગ્યશાલી થશો.

અનન્યભક્તિભાવને વશ થઇ સદ્ગત્ શ્રીમાન્ કવિરાજ ગિરિજાશંકરશર્માએ શ્રીઅંતર્યામિસ્વરૂપ પરમકૃપાલુ પૂજ્યપાદ સદ્ગુરુ શ્રીમન્નાથપરમાત્માની સ્તુતિનું આ શતક રચ્યું હતું તે મારા સર્વે ધર્મબંધુઓ અને અન્ય મુમુક્ષુઓ તથા સજ્જનો વાંચી કૃતાર્થ થાય એવા આશયથી એ શતક ગુજરાતી ભાષાંતરસહિત પ્રકટ કરાવ્યું છે.

આ સત્કાર્યમાં ભાગ લેવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો જે માટે પરમકૃપાલુ શ્રીનાથપ્રભુની મારાપર મોટી કૃપા ઊતરી છે એમ હું માનું છું.

ૐ

# શ્રીમાન્ સદ્ગત ગિરિજાશંકરશર્માનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

મારા પૂજ્ય બાલમિત્ર વૈદ્ય ગિરિજાશંકર નારણજી ઔદિચ્ય બ્રાહ્મણ ભટ્ટ અવટંકના હતા. સોરઠમાં કુતિયાણાપાસેના સરાડીઆ નામે એક નાના ગામડાના તેઓ વતની હતા. તેમનો જન્મ સં૦ ૧૯૩૮ના મહાવદિ ૧૪ના રોજ થયો હતો. તેમનાં માતુશ્રીનું નામ જીવીબાઈ હતું. તેઓ બાલ્યાવસ્થામાં પોતાના પિયર મોરબીમાં કેળવણી પામેલાં હતાં,અને તેઓ કુતિયાણાની કન્યાશાળામાં મુખ્ય શિક્ષિકા તરીકે કામ કરતાં હતાં.પિતા નારણજીભાઇ તો ગામડાના વતની હોવાથી વિશેષ કેળવણી પામ્યા નહોતા, તોપણ સંસ્કારી હતા. શિક્ષિતા માતાને પેટે જન્મ હોઇ સદ્ગત ગિરિજાશંકરભાઈના માતૃપ્રાપ્ત સંસ્કાર ઘણા સારા હતા. બાલ્યાવસ્થાનું લાલનપાલન ને શિક્ષણ જો કે તેમને માતુશ્રીતરફથી મળ્યું હતું, પરંતુ માતાના ખરા શિક્ષણનો લાભ તેમને મળી શક્યો નહોતો; કેમકે તેમની ૬–૭ વર્ષની નાની ઉંમરમાં માતાનું શરીર છૂટી ગયું હતું.

માતાનો દેહપાત થતાં તેમના પિતાશ્રી કુતિયાણાથી પોતાના મૂળ વતન સરાડીઆમાં આવીને વસ્યા, એટલે તેમની શાળાની પ્રાથમિક કેળવણી બંધ થઇ, કેમકે સરાડીઆમાં નિશાળ નહોતી. તેમના પિતાની સ્થિતિ સાધારણ હોવાથી તેમને ગુજરાનમાટે લોકોને વગર નમ્યે આશીર્વાદ આપવા જવા ફરજ પડી, પરંતુ ભિક્ષાવૃત્તિઉપર તેમને આદર નહિ હોવાથી ને કંઇક શરમાળ પ્રકૃતિ હોવાથી પોતાના

નિવાસગ્રામ સરાડીઆમાં તો નહિ, પણ આસપાસનાં લીંબુડા તથા પાજોદ નામે કણબીની વિશેષ વસ્તીવાળાં ગામોમાં તેમણે ખડીઓ ફેરવવા જવા માંડયું, ને એમ કરીને કુટુંબનો નિર્વાહ કરવા માંડયો.

કુંતિયાણા તાલુકાસ્કૂલમાં ઘણું કરીને ગુજરાતી પહેલું ધોરણ ગિરિજાશંકરભાઇએ તૈયાર કરેલું. ત્યાર પછી બીજા વિદ્યાર્થીઓના સંગથી તથા સ્વવાચનથી તેમણે ગુજરાતી બીજાત્રીજા ધોરણસુધીનું જ્ઞાન માંડ મેળવ્યું હશે, પણ બાલ્યાવસ્થાથીજ તેમને ચિત્રકલાનો શોખ હતો તેને લઇને જ્યાંત્યાંથી જોઈજાણીને અને સ્વચાતુર્યથી તેમણે ચિત્રકલાનું સારું જ્ઞાન મેળવી લીધું; જેનાવડે લોકોનાં મકાનોની ભીંતોપર તેમને ગમતાં અને પ્રભુચરિત્રનાં ચિત્રો ચીતરી આપી તેમને સંતુષ્ટ કરી મહેનતાણાતરીકે તેઓ જે આપે તે સંતોષથી લઇ પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવામાં પિતાને મદદ કરતા. નિવૃત્તિના સમયમાં રામાયણનું પુસ્તક વાંચતાવિચારતા, ને કોઈ સાધુસંત કે સજ્જન મળે તેની સેવા કરતા, ને શંકાસમાધાન મેળવતા. તેમના સદ્ભાવ, નમ્રતા, વિવેક ને બુદ્ધિચાતુર્યથી સંતોષ પામી એક સંતપુરુષે તેમનાપર કૃપા કરી તેમને એક પ્રયોગ બતાવ્યો તે તેમણે આદરપૂર્વક ઉત્સાહથી શરુ કર્યો. તે પ્રયોગની શરુઆતથીજ તેમની બુદ્ધિમાં દિવસે દિવસે અલૌકિક ફેરફાર થવા માંડયો. તેઓ સંસ્કારી હોવાથી સંધ્યાદિ નિત્યકર્મનું પુસ્તક વાંચી સંધ્યા શીખતા હતા, પણ તે વખતે કરતલ એટલે શું તે પણ તેઓ જાણતા નહોતા; પરંતુ મહાપુરુષની કૃપાથી તેમની માનસિક સ્થિતિમાં અસાધારણ ફેરફાર થવા માંડયો હતો તેથી તેમણે પૂજ્યપાદ મહાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્ નથુરામશર્મા આચાર્યજીનાં ને બીજાં ગુજરાતી ધર્મપુસ્તકો વાંચવા માંડયાં. વળી ગુજરાતી કવિતા પણ કરવા લાગ્યા. પછી તેમને વિશેષ વિદ્યા પ્રાપ્ત

કરવાની ઇચ્છા પ્રકટી. ચિત્રકલાથી ને સાધારણ કથાવાર્તા વગેરેથી પોતે થોડું દ્રવ્ય પ્રાપ્ત કર્યું હતું તેને આધારે તેઓ સંસ્કૃતવિદ્યા પ્રાપ્ત કરવા કાશી ગયા, અને ત્યાં કેટલોક સમય રહી સંસ્કૃત વ્યાકરણનું તથા શ્રીમદ્ભાગવતાદિ ધર્મગ્રંથોનું કેટલુંક જ્ઞાન પ્રાપ્ત કર્યું. બાદ તેઓ પાછા વતનમાં આવ્યા.

પિતાએ તેમને પોરબંદરતાબે રાણાવાવમાં પરણાવ્યા, પણ ટુંક સમય ઘરસંસાર ચાલ્યો તેટલામાં તેમનાં પત્ની મરણ પામ્યાં. તે પછી તેઓ મુંબઇ ગયા, અને વૈદ્યરાજ પ્રભુરામભાઈના તરફથી કથાવાર્તા કરવાનું કામ કરવા માંડ્યું; અને વૈદ્યકગ્રંથો જોવાની સાથે ઔષધો વગેરેનો પણ અનુભવ મેળવવા માંડ્યો. મુંબઇમાં કેટલોક સમય રહ્યા પછી તેઓ વતનમાં આવ્યા, અને ભાણવડ જઇ ત્યાંના વૈદ્યરાજ-પાસે તેમણે વૈદ્યકનો વિશેષ અભ્યાસ કર્યો; ને જૂનાગઢરાજ્યમાં વૈદ્યકનો ધંધો કરવાની ઇચ્છા થવાથી તેઓ તે વખતના દિવાનસાહેબ શ્રીમાન્ બહેચરદાસભાઇને મળ્યા, ને પોતાની કાર્યકુશલતા તથા બુદ્ધિચાતુર્યથી તેમને પ્રસન્ન કરી ખાસ કેસતરીકે પોતાની વૈદ્યકની પરીક્ષા લેવરાવી. પરીક્ષામાં તેઓ ઘણીજ સારી રીતે ઉત્તીર્ણ થવાથી, તેમજ સ્નેહ સંબંધ સહવાસ વધવાથી દિવાનસાહેબ બહેચરદાસભાઇએ તેમને પોતાના કુટુંબના વૈદ્યતરીકે પસંદ કર્યા, ને જૂનાગઢમાંજ રાખ્યા. તે સમયદરમ્યાન તેમણે જૂનાગઢમાં ઔષધની દુકાન ખોલી પ્રજામાં પણ વૈદ્યકનો ધંધો શરુ કર્યો, તથા બીજી વખત ધ્રાફામાં લગ્ન કર્યું. દિવાનસાહેબ શ્રીમાન્ બહેચરદાસભાઈ પોતાનું દિવાનપદ છોડી પોતાના વતનમાં જતાં ગિરિજાશંકરભાઇને જૂનાગઢમાં રહેવું અનુકૂલ ન આવવાથી તેઓ કુંતિયાણા આવ્યા, ને દવાની દુકાન રાખી વૈદું ચલાવવા માંડ્યું. એ વખતે તેમનાં બીજી વારનાં સ્ત્રી પણ

ગુજરી જતાં તેમણે ત્રીજી વારનું લગ્ન જામજોધપુરપાસેના કડબાલ નામના એક ગામડામાં કર્યું. કુંતિયાણામાં વૈદ્યકના ધંધામાં તેમણે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી, તથા દ્રવ્યપ્રાપ્તિ પણ સારી કરી.

તેમનું વૈદ્યકનું તથા સંસ્કૃતભાષાનું જ્ઞાન સારું હતું. તેમજ ધર્મશાસ્ત્રોનું જ્ઞાન ને સમજણ પણ બહુ સારાં હતાં. જો કે તેઓ શાંકરવેદાંતનું બહુ સારું જ્ઞાન ધરાવતા હતા, ને ખંડનમંડન બહુ અસરકારક રીતે કરી શકતા હતા, તોપણ તેમનો પોતાનો આંતરમત વિશિષ્ટાદ્વૈત હતો, ને શ્રીરામચંદ્રજીને પોતાના ઇષ્ટદેવતરીકે માનતા હતા. શ્રીરામચંદ્રજીપર તેમનાં એવાં પ્રબલ શ્રદ્ધાભકિત હતાં કે યોગવાસિષ્ઠમાં શ્રીરામચંદ્રજીને એકવચને સંબોધેલ હોવાથી તે ગ્રંથપર તેમને અરુચિ હતી.

વૈદ્યકનું ને વેદાંતાદિનું સારૂં જ્ઞાન ધરાવવાઉપરાંત કવિતા કરવામાં પણ તેઓ એક્કા હતા. આગળ જણાવ્યા પ્રમાણે યુવાવસ્થાની શરુઆતમાં તેઓ ગુજરાતી કવિતા કરતા. તેમનો એક નાટક લખવાનો વિચાર થયેલ ને કેટલુંક લખેલ પણ ખરું, પરંતુ ખરું લક્ષ સંસ્કૃતપર હોવાથી તેમની ગુજરાતી કવિતાપ્રત્યે અરુચિ થતાં તેમણે તે કામ પડતું મૂક્યું, અને સંસ્કૃતમાં કાવ્ય કરવાની પ્રવૃત્તિ કરવા માંડી. તેઓ સંસ્કૃતભાષાને દેવભાષા માનતા હોવાથી તેમણે સંસ્કૃતમાં કોઇપણ સામાન્ય માણસની સ્તુતિ કે પ્રાર્થના કરેલ નથી, પરંતુ ભિન્ન ભિન્ન પ્રસંગે શ્રીપ્રભુની અને શ્રીસદ્‌ગુરુની સ્તુતિનાં પંચક, અષ્ટક, શતક વગેરે કરેલાં છે. પરબ્રહ્મરૂપ શ્રીસદ્‌ગુરુની સ્તુતિપ્રાર્થનાનું આ શતક પણ તેમણે રચેલું છે.

કુંતિયાણામાં એક વખત શતચંડીયજ્ઞ થયેલ તે ઉપરથી તેમને દેવીસ્વરૂપનું સંસ્કૃતપદ્યમાં એક પુસ્તક લખવાની ઇચ્છા થઈ. તેઓ દેવીને ચિતિશક્તિ માનતા હોવાથી એ સ્વરૂપે પુસ્તક લખવું શરુ

કર્યું. પ્રથમ દેવીસ્વરૂપનું શતક લખવા વિચાર કરેલ, પણ સો શ્લોકોમાં વિચારસંકલના પૂરી ન થવાથી તેમણે શતકને બદલે બીજું નામ રાખવા વિચાર કરી વધારે શ્લોકો રચવા માંડ્યા. સવાસોક શ્લોકો થયા એ વખતે પોતે બીજી પ્રવૃત્તિમાં પડતાં એ કામ અધૂરું રહ્યું તે પાછું દૈવની અલૌકિક ગતિને લીધે પૂરું થયુંજ નહિ એટલુંજ નહિ, પણ તે બરાબર સાચવી રખાયું પણ નહિ હોય, જેથી તેટલું પણ હાલ તો અપ્રાપ્તજ રહ્યું છે.

તેઓ શ્રીગાયત્રીદેવીના ઉપાસક હતા. હમેશાં તેઓ બહુજ વહેલા ઉઠતા ને શૌચ સ્નાન સંધ્યાદિથી પરવારી ગાયત્રીજપમાં બેસી જતા, અને દરરોજ સવારે અડતાળીશ અને સાંજે બાર એમ ગાયત્રી-મંત્રની સાઠ માળા કરતા; ને પોતાને થયેલી વિદ્યાની પ્રાપ્તિમાં શ્રીગાયત્રી-દેવીનો પ્રભાવજ માનતા, અને કહેતા.

પ્રથમ તેઓ ચા આદિના વ્યસનને નિંદતા, પણ પાછળથી તેમની પાંત્રીશ વર્ષની વયપછી તેમને ચા અને તમાકુનું વ્યસન લાગુ પડ્યું હતું. તેમની એવી દૃઢ માન્યતા થઈ ગઇ હતી કે જ્યારે વિચારનું કામ કરવું હોય ત્યારે સારા વિચાર આવવામાટે કેફી વસ્તુના સેવન-નની જરૂર છે, તેના નિશાની ધૂનમાં એ કામ સારું થઇ શકે છે, અને તેજ કારણે કેટલાક લેખકો ને કવિઓ કેફી ચીજોનું સેવન કરે છે એમ પણ તેઓ કહેતા. તેઓ બહુ આકરી તમાકુ ખાતા છતાં બીલ-કુલ થુંકતા નહિ. તેજ પ્રમાણે ચા પણ બહુ આકરી પીતા. તમાકુ અને ચાના વ્યસનીઓમાં આમના જેવી આકરી તમાકુ ને આકરી ચા સહન કરનારા ભાગ્યેજ હશે, પણ તેનું પરિણામ અતિ અનિષ્ટ આવ્યું !

ચા અને તમાકુના આકરા વ્યસનને લીધે તેમને શરીરમાં નબળાઇ આવી ક્ષયનો વ્યાધિ લાગુ પડ્યો. તે મટાડવાને માટે તેમણે

ઘણા ઉપચારો કર્યાકરાવ્યા, અને ચાતમાકુ પણ સાવ છોડી દીધાં; છતાં રોગ ઘર કરી ગયેલો હોવાથી તેમનું શરીર સુધર્યું નહિ. છેવટે તેઓ હવાફેરમાટે કુંતિયાણાપાસેના મરમઠ નામના નાના ગામડામાં ગયા, ત્યાં પણ શરીર સુધર્યું નહિ, અને સં૦ ૧૯૮૨ના શ્રાવણવદિ ૧૩ના રોજ પોતાની પાછળ એક ચારેક માસનો પુત્ર, એક પાંચેક વરસની પુત્રી અને સ્ત્રીને મૂકીને તેઓ આ સંસાર છોડી ગયા ! બાદ ટુંક સમયમાં પુત્ર અને તેપછી ટુંક સમયમાં સ્ત્રી પણ ગુજરી ગયાં ! હવે તેમની પાછળ એક પુત્રીજ છે, ને તે તેના મોસાળમાં ઉછરે છે, અને ટ્રસ્ટીઓ તેનું ભરણપોષણ આપે છે. "**बलीयसी केवलमीश्वरेच्छा !**"

શ્રીમાન્ ગિરિજાશંકરભાઇ કુંતિયાણામાં તથા તેની આસપાસમાં વિદ્વાન્‌પુરુષતરીકે તથા વૈદ્યતરીકે પ્રસિદ્ધ હતા. કુંતિયાણામાં ઘણી વાર તેમને સભાઓમાં ગંભીરતાથી ને શાંતિથી અસરકારકરીતે બોલતા મેં જોયા હતા. તેમની વાત કરવાની ઢબ પણ વખાણવાયોગ્ય હતી. તેઓ ઉદ્યોગીસ્વભાવના હતા. કુંતયાણાથી સરાડીઆ જતાંઆવતાં માર્ગમાં ચાલતાં પણ તેઓ શ્રીસદ્‌ગુરુસ્તુતિના શ્લોક રચતા. તેમના જેવા વિદ્વાન્ અને ગુણવાન્ પુરુષને અયોગ્ય વ્યસન નજ ઘટે, તથાપિ કર્મની ગતિ ગહન છે. શ્રીઇષ્ટકૃપાથી સ્વપુરુષાર્થવડે તેમણે દ્રવ્ય અને વિદ્યાસંબંધે બહુ ઊતરતી સ્થિતિમાંથી સારી સ્થિતિ સંપાદન કરી હતી. સ્વપુરુષાર્થથી તથા ઇષ્ટદેવની કૃપાથી ઇષ્ટવસ્તુની સિદ્ધિ થાય છે એ તથા મનુષ્યે કોઇપણ વ્યસનથી પ્રથમથીજ દૂર રહેવું જોઇએ એ તેમના જીવનથી સમજી શકાય છે.

મિતિ સં૦ ૧૯૮૫<br>આષાઢસુદિ ૨<br>કુંતિયાણા } ઈશ્વરજી શ્યામજી વકીલ



# ॥ श्रीनाथस्तुतिशतकम् ॥



सच्चित्सुखः समरसो विभुरद्वितीय-
स्तत्त्वेन यस्त्वमसि देशिक सोऽहमस्मि ।
नैवावयोः किमपि वस्तुतया पृथक्त्वं,
त्वां नाथनाथ तत एकतया प्रपद्ये ॥ १ ॥

હો ! હો ! સદુપદેષ્ટા સદ્ગુરો ! આપ પરમાર્થથી જે સત્ ચિત્ આનંદ એકરસ વ્યાપક અને અદ્વિતીય છો તે વાસ્તવિકસ્વરૂપે હું છું. હે શ્રીનાથપ્રભો ! આપણ બંનેનું વસ્તુતાથી લેશમાત્ર પણ ભિન્નપણું નથી, તેથી-ચેતનરૂપે એકતા હોવાથી-હું આપશ્રીને અભેદભાવે પ્રાપ્ત થાઉં છું. ૧

ब्रह्मँस्त्वमीश्वरगुणाभियुतस्तथाऽहं,
संप्राप्तजीवगुण इत्थमिदं पृथक्त्वम् ।
मायाकृतं त्वयि विभौ चिति शब्दमात्रं,
त्वां नाथनाथ तत एकतया प्रपद्ये ॥ २ ॥

હે બ્રહ્મસ્વરૂપ સદ્‌ગુરો ! આપ શ્રીઈશગુણથી નિષ્પન્ન છો, અને હું જીવગુણથી સંપન્ન છું. એ પ્રમાણે આ ગુણ-વિશિષ્ટ ભિન્નતા આપશ્રીના પારમાર્થિક ચેતનમય વ્યાપક સ્વરૂપમાં અનિર્વચનીય મિથ્યાત્મક માયાથી રચિત શબ્દમાત્ર હોવાથી અસત્ય છે, તેથી–જીવ અને ઈશ્વરપણું માયાકૃત હોવાથી–હે નાથપ્રભો ! હું આપશ્રીને એકતાવડે પ્રાપ્ત થાઉં છું. ૨

सैषा विभेदजननी व्यवहारमात्रा,
मायाऽर्कतेजसि मृगाम्बुसरित्समाना ।
त्वद्‌ब्रह्मधामनि मृषैव विवर्तमाना,
त्वां नाथनाथ तत एकतया प्रपद्ये ॥ ३ ॥

તે આ ભેદના ઉપાદાનહેતુરૂપ માત્ર વ્યાવહારિક સ્થિતિમાંજ ઉપલબ્ધ થનારી અનિર્વચનીય માયા સૂર્યના તેજમાં ભાસમાન થતી મૃગજલની સરિતાસમાન આપના નિરતિશય વ્યાપકસ્વરૂપ પ્રકાશમાં મિથ્યાજ વિવર્તમાન છે, તેથી–માયાનું મિથ્યાપણું હોવાથી–હે નાથગુરો ! હું આપ-શ્રીને અભેદભાવે પ્રાપ્ત થાઉં છું. ૩

मिथ्याप्यजा निजगुणैः प्रतिभासमात्रै-
र्भेदान्प्रकाश्य दृशि दृश्यमिदं तनोति ।
द्वैतं कुतस्त्वयि चिति त्वत इंद्रजालात्,
त्वां नाथनाथ तत एकतया प्रपद्ये ॥ ४ ॥

અનાદિ માયા પરમાર્થદશામાં મિથ્યા છતાં પણ વ્યવહારદશામાં પોતાના પ્રાતિભાસિક ગુણોવડે આપ દ્રષ્ટાત્માની અંતર્ વિવિધ ભેદોનો પ્રકાશ કરીને આ દૃશ્ય વિશ્વનો વિસ્તાર કરે છે, પરંતુ આ ઇંદ્રજાલના સમાન પ્રાતિભાસિક વિશ્વથી આપ એકરસ ચેતનમાં દ્વૈત શી રીતે સિદ્ધ થઈ શકે ? નજ થઇ શકે, માટે-માયાનાં કાર્યોનું અસત્યપણું હોવાથી-હે નાથપ્રભો ! હું આપશ્રીને અભેદભાવે પ્રાપ્ત થાઉં છું. ૪

ब्रह्माद्वये समरसे त्वयि चित्यनंते,
नैवेतरत्किमपि तथ्यतया कदापि ।
स्वप्नोत्थितद्वयमिवेदमतो द्वितीयं,
त्वां नाथनाथ तत एकतया प्रपद्ये ॥ ५ ॥

આપ વ્યાપક, અદ્વિતીય, એકરસ, ચેતનઘન, અને અનંત છો તેની અંતર્ પરમાર્થથી સત્ય એવી અન્ય કોઇ પણ વસ્તુ કયારે પણ નથી, એ હેતુથી આ દૃશ્યમાન દ્વૈતવિશ્વ સ્વપ્નજનિત દ્વૈતપ્રપંચવત્ કલ્પિત છે, જેથી-આપના વ્યાપક એકરસ સ્વરૂપમાં અન્ય વસ્તુના પ્રવેશનો અસંભવ હોવાથી-હે નાથપ્રભો ! આપશ્રીને અભેદભાવપૂર્વક હું પ્રાપ્ત થાઉં છું. ૫

आदाविदं त्रिविधभेदसमेतदृश्यं,
नासीद्विभो न भविता प्रलये तथैव ।

मध्ये विभाति वितथं त्वयि दृक्स्वरूपे,
त्वां नाथनाथ तत एकतया प्रपद्ये ॥ ६ ॥

હે વિભો ! વિવિધ ભેદયુક્ત આ દૃશ્ય વિશ્વ આદિમાં નહિ હતું, અને અંતમાં પણ રહેતું નથી. માત્ર હે નાથપ્રભો ! આપના દૃક્સ્વરૂપમાં વર્તમાનમાં મિથ્યા પ્રતીત થાય છે; તેથી-જગત્ આદિ ને અંતમાં ન હોઇ વર્તમાનમાં પણ મિથ્યા હોવાથી-આપ સદ્ગુરુને હું અભેદભાવે પ્રાપ્ત થાઉં છું. ૬

सर्पावभासत इहेतरता न रज्जौ,
नीलावभासत इह द्वयता न चाभ्रे ।
दृश्यावभासत इह त्वयि नो द्वयत्वं,
त्वां नाथनाथ तत एकतया प्रपद्ये ॥ ७ ॥

જેમ રજ્જુમાં સર્પનો ભાસ થવાથી રજ્જુમાં દ્વૈતની સિદ્ધિ થતી નથી, અને જેમ આકાશમાં નીલતાનો ભાસ થવાથી આકાશમાં દ્વૈત સિદ્ધ થતું નથી, તેમ આ દૃશ્ય વિશ્વના ભાસથી આપના ચિદાકાશસ્વરૂપમાં દ્વૈતની સિદ્ધિ થતી નથી; તેથી-રજ્જુગત સર્પ અને આકાશમાં જણાતી નીલતાની પેઠે વિશ્વનું ભાસમાનપણું મિથ્યા હોવાથી-હે નાથપ્રભો ! હું આપશ્રીને અભેદભાવે પ્રાપ્ત થાઉં છું. ૭

अनाद्यवाच्यमायातो वृथाऽहंत्वादिकं द्वयं ।
क्लृप्तं त्वयि चिदाधारे क्रमान्मृदि घटादिवत् ॥ ८ ॥

મૃત્તિકામાં ઘટાદિની પેઠે આપ ચેતનરૂપ અધિષ્ઠાનમાં અહંકારાદિ સમગ્ર ભેદાત્મક દશ્ય અનાદિ અનિર્વચનીય માયાવડે ક્રમથી વૃથા કલ્પાયેલ છે. ૮

एतद् द्वैतमयं दृश्यं सर्वं मिथ्या यथार्थतः ।
सद्वत्स्याद् व्यवहारे तु तरंगादिरिवांबुधौ ॥ ९ ॥

આ સમગ્ર દ્વૈતમય દશ્ય વાસ્તવિક રીતે મિથ્યા છે, છતાં વ્યવહારકાલે તે સમુદ્રમાં તરગાદિની પેઠે સત્યવત્ પ્રતીત થાય છે. ૯

मायोपाधियुतं लोके चित्स्वरूपं तवेश्वरः ।
अविद्योपाधिसंयुक्तं जीव इत्युच्यते विभो ॥ १० ॥

હે વ્યાપકસ્વરૂપ ચિન્માત્ર સદ્ગુરો! લોકમાં માયારૂપ ઉપાધિવાળું આપનું ચેતનસ્વરૂપ ઈશ્વર કહેવાય છે, અને અવિદ્યારૂપ ઉપાધિવાળું આપનું ચેતનસ્વરૂપ જીવ એમ કહેવાય છે. ૧૦

मायोपहित ईशस्त्वं ब्रह्मन् व्यवहृताविह ।
अविद्योपाधिसंयुक्तो जीवात्माऽस्मि तथा गुरो ॥११॥

અહીં વ્યવહારદશામાં હે બ્રહ્મન્! હે નિરતિશય ચેતનરૂપ સદ્ગુરો! માયારૂપ ઉપાધિવાળા આપ ઈશ્વર છો, અને તેવી રીતે હું કૂટસ્થ ચેતનરૂપ છતાં અવિદ્યારૂપ ઉપાધિવાળો જીવ છું. ૧૧

मायेशः सर्वशक्त्याप्तः सर्वज्ञः स्वात्मराड् विभुः ।
असि त्वं भगवन्नेतद्विपरीतगुणोऽस्म्यहम् ॥ १२ ॥

હે ભગવન્! આપ માયાના નિયામક, સર્વશક્તિમાન્, સર્વજ્ઞ, સ્વતંત્ર અને વ્યાપક છો, અને હું આપનાથી વિપરીત ગુણવાળો છું,-અર્થાત્ માયાથી નિયમ્ય, અલ્પશક્તિમાન્, અલ્પજ્ઞ, પરાધીન અને પરિચ્છિન્ન છું. ૧૨

त्वं संग्रहीतगुणया निजमाययेदं,
सृष्ट्वा त्रिसर्गसमुपेतमनुप्रविश्य ।
स्वानंदतृप्तहृदयोऽपि तनोषि लीलां,
त्वां नाथदेशिक नमाम्यखिलैकहेतुम् ॥ १३ ॥

આપ નિજાનંદથી પરિતૃપ્ત સતે આપની ત્રિગુણાત્મિકા માયાવડે આધ્યાત્મિકસર્ગ, આધિભૌતિકસર્ગ, અને આધિદૈવિકસર્ગ એમ ત્રણ પ્રકારના સર્ગસહિત આ જગતને ઉત્પન્ન કરી તેની અંદર આત્મરૂપે અનુપ્રવેશ કરીને સૃષ્ટિરૂપ ક્રીડાનો વિસ્તાર કરો છો. એવા હે નાથગુરો! આ સમગ્ર જગત્‌ના અભિન્નનિમિત્તોપાદાનરૂપ અદ્વિતીય કારણસ્વરૂપ આપ સદ્ગુરુને હું નમસ્કાર કરું છું. ૧૩

ब्रह्मा त्वमस्य जनने रजसोऽधिदेवः,
सत्त्वाधिपो हरिरथो परिपालनेऽङ्ग ।
त्वं संयमे हर इतीश तमोऽधिनाथ-
स्त्वां सद्गुरो त्रिगुणदेवमयं नमामि ॥ १४ ॥

હે પ્રિય-શ્રીઈશસ્વરૂપ સદ્ગુરો! આપ આ ચરાચર

જગતના ઉત્પત્તિકાલે જગતને સૃજવામાં રજોગુણના અધિદેવ શ્રીબ્રહ્મા છો, જગતની સ્થિતિસમયે તેનું પરિપાલન કરવામાં સત્ત્વગુણના અધિદેવ શ્રીવિષ્ણુભગવાન્ છો, અને પ્રલય-સમયે તેનો લય કરવામાં તમોગુણના અધિદેવ શ્રીહરસ્વરૂપ છો—શ્રીશંકરરૂપ છો. હે નાથગુરો ! એ પ્રમાણે આપજ આપની માયાના ત્રણ ગુણના અધિષ્ઠાતા થઇને જગતની ઉત્પત્તિ સ્થિતિ અને સંહાર કરો છો. એવા ત્રિગુણદેવરૂપ આપ સદ્ગુરુને હું પ્રણામ કરું છું. ૧૪

देव त्वमेव सुरदानवसिद्धसाध्या-
स्त्वं यक्षनागनरकिंपुरुषादयश्च ।
यत् किञ्चनास्ति सकलं भगवँस्त्वमेव,
त्वां नाथदेशिक जगन्मयमानतोऽस्मि ॥ १५ ॥

હે સ્વયંપ્રકાશરૂપ સદ્ગુરો ! આપજ દેવ, દાનવ, સિદ્ધ અને સાધ્ય છો, તથા આપજ યક્ષ, નાગ, નર અને કિન્નરાદિ-સ્વરૂપ છો. જે કાંઇ અહીં ચરાચર સંપૂર્ણ જગત્ છે તે સઘળું આપજ છો. હે નાથગુરો ! એ પ્રમાણે ચરાચર જગદ્રૂપ આપને હું સર્વભાવથી નમેલો છું. ૧૫

द्यौर्मस्तकं च गगनं तव नाभिदेशः,
पादौ धराऽसुरनिलो वदनं तथाऽग्निः ।
श्रोत्रे दिशः शशिरवी नयने परात्मँ-
स्त्वां नाथ लोकमयमादिगुरुं नमामि ॥ १६ ॥

હે પરમાત્મસ્વરૂપ સદ્ગુરો ! આ બ્રહ્માંડ આપનીજ મૂર્તિરૂપ છે. સ્વર્ગલોક આપના મસ્તકરૂપ છે, આકાશ (અંતરિક્ષ) આપની નાભિ છે, પૃથ્વી ચરણરૂપ છે, વાયુ પ્રાણરૂપ છે, અગ્નિ મુખરૂપ છે, દિશાઓ બે કર્ણરૂપ છે, અને ચંદ્ર-સૂર્ય બે નેત્રરૂપ છે. એ પ્રમાણે સકલલોકમય આપ આદિગુરુને હું નમન કરું છું. ૧૬

भूमन्भवानमितमस्तकनासिकाक्षि–
श्रोत्रास्यकंठहृदयोदरपाणिपादः ।
नानाकृतिर्विविधवर्णमयोऽमिताख्य–
स्त्वां नाथदेशिक समष्टितनुं नमामि ॥ १७ ॥

હે ભૂમન્–હે મહાન્ !- હે અસીમ !–હે વ્યાપક પ્રભો ! આપ અસંખ્ય મસ્તક, અસંખ્ય નાસિકા, અસંખ્ય નેત્ર, અસંખ્ય કાન, અસંખ્ય મુખ, અસંખ્ય કંઠ, અસંખ્ય હૃદય, અસંખ્ય ઉદર, અસંખ્ય હસ્ત અને અસંખ્ય ચરણવાળા છો, અનેક આકૃતિવાળા છો, વિવિધ વર્ણવાળા છો; અને અનેક નામસંયુક્ત છો. હે નાથગુરો ! આ સમષ્ટિ જેમનું શરીર છે એવા આપ અંતરાત્મા સદ્ગુરુને હું નમન કરું છું. ૧૭

अश्मादिषु स्वजनितेष्ववनिर्यथेयं,
शेषित्वतोऽस्ति निखिलेष्वनुवर्तमाना ।
त्वं वै तथाऽऽत्मकृतवस्तुगणेष्वमीषु,
त्वां नाथनाथ सकलात्मकमानतोऽस्मि ॥ १८ ॥

જેમ આ પૃથ્વી પોતાનાથી ઉત્પન્ન થયેલ પાષાણાદિ સંપૂર્ણ કાર્યોમાં શેષીપણાએ (કારણપણારૂપે) અનુવર્તમાન (વ્યાપક) છે, તેમ આપ અંતર્યામિસ્વરૂપ સદ્ગુરુ પોતે રચેલ આ સમગ્ર પદાર્થસમૂહોમાં શેષીપણારૂપે અનુવર્તમાન છો. હે નાથગુરો! એ પ્રમાણે આપ વ્યાપક અને આ સમગ્ર પદાર્થો વ્યાપ્ય હોવાથી સર્વના આત્મારૂપ એવા આપને હું સંપૂર્ણપણે નમેલો છું. ૧૮

देवादिवज्जगदिदं त्वमशेषशेषी,
स्वीयाजया सृजसि पासि निहंसि चापि ।
नो सज्जसेऽत्र भगवान्निखिलेशिता त्वं,
त्वां नाथदेशिक नमाम्यखिलाधिनाथम् ॥ १९ ॥

સંપૂર્ણ વિશ્વના અશેષ કારણસ્વરૂપ આપ માયાવિશિષ્ટ પરમાત્મા દેવ, સિદ્ધ, યોગી, ઇંદ્રજાલી, કે તંતુનાભ (કરોળિયા) આદિની પેઠે આ ચરાચર પૂર્ણ વિશ્વને પોતાની અદ્ભુત માયાવડે સર્ગકાલે સૃજો છો, સ્થિતિકાલે પાલન કરો છો, અને પ્રલયકાલે નષ્ટ કરો છો; પરંતુ હે વિશ્વેશ્વર! આપ જ્ઞાનાદિ સમસ્ત ઐશ્વર્યવાન્ આ માયામય વિશ્વમાં આસક્ત થતા નથી. હે નાથગુરો! એવા સમગ્ર વિશ્વના અદ્વિતીય ઇશ્વરસ્વરૂપ આપને હું નમન કરું છું. ૧૯

जीवात्मनः किल यया तनुशक्तिमत्त्वं,
चाल्पज्ञता विवशता बहुताणुताः स्युः ।

साऽजा तु ते विधिकरी भवतो बिभेति,
त्वां नाथ देशिकमजाधिपतिं नमामि ॥ २० ॥

હે સ્વામિન્! જે માયાવડે અહીં સંસારમાં જીવાત્માનું બહુપણું, અણુપણું, અલ્પજ્ઞપણું, અલ્પશક્તિમાનૂપણું તથા જન્મમરણાદિથી યુક્તપણારૂપ પરવશપણું છે, તે અનેક અનર્થને ઉત્પન્ન કરનારી પ્રબલ માયા આપની આજ્ઞાને અનુસરનારી દાસીરૂપ હોઇને આપનાથી ભય પામે છે. એવા હે નાથ! માયાના અધિપતિ શબલ બ્રહ્મરૂપ આપ સદ્‌ગુરુને હું નમન કરું છું. ૨૦

छायेव देव भवतोऽस्ति विभोरजैषा,
स्वातन्त्र्यतः किमपि कर्तुमिहासमर्था ।
कर्तुं क्षमापि तु समस्तमवेक्षणात्ते,
त्वां नाथनाथ तत आश्रयमाश्रयेऽहम् ॥ २१ ॥

હે સૃષ્ટિરૂપ લીલાના પ્રવર્તક વ્યાપકસ્વરૂપ પ્રભો! આપની છાયાજેવી આ માયા પોતે જડ હોવાથી સ્વતંત્રતાથી કાંઇ પણ કાર્ય કરવાને સમર્થ નથી, પરંતુ આપના સંકલ્પરૂપ ઈક્ષણથી બલને પામી સર્વ કાર્ય કરવાને સમર્થ થાય છે, તેથી હે નાથ પ્રભો! હું માયાના નિયામક એવા આપ આશ્રયરૂપ (શરણ્યરૂપ) સદ્‌ગુરુને શરણે આવ્યો છું. ૨૧

माया यथा नटकृता नटसेवकानां,
मोहं करोति न कदापि मनागपीह ।

**माया तथेश्वर तवांघ्रियुगाश्रितानां,**
**त्वां नाथनाथ तत आश्रयमाश्रयेऽहम्   ॥ २२ ॥**

જેમ અહીં લોકને વિષે ઇંદ્રજાલી પુરુષે ક્રીડા કરવાને ઉત્પન્ન કરેલી આશ્ચર્યજનક માયા તે ઇંદ્રજાલી પુરુષના સેવકોને કોઈ પણ સમયે લેશમાત્ર પણ મોહને ઉત્પન્ન કરી શકતી નથી, તે પ્રમાણે હે નિયંતર્ ! આપે સૃષ્ટિરૂપ ક્રીડાના વિસ્તારને અર્થે પ્રકટ કરેલી આપની અચિંત્ય માયા પણ આપના ચરણકમલદ્વયના આશ્રિત જીવોના હૃદયમાં કોઇ પણ કાલે લેશમાત્ર પણ મોહને ઉત્પન્ન કરી શકતી નથી. તેથી હે નાથપ્રભો ! આપ માયાધીશરૂપ શરણ્યને હું આશ્રયે આવેલો છું. ૨૨

**विश्वैककर्तरि विधातरि हर्तरीड्ये,**
**येषां न जातु रतिरात्तभगे त्वयीशे ।**
**संमोहिनी क्षिपति तान् भवसागरेऽजा,**
**त्वां नाथनाथ तत आश्रयमाश्रयेऽहम् ॥ २३ ॥**

હે જ્ઞાનાદિ સંપૂર્ણ ઐશ્વર્યને ધારણ કરનાર ઈશ્વર ! આપ કે જે સર્ગકાલે આ વિશ્વના કર્તા, સ્થિતિકાલે ધર્તા, ( પોષણ કરનાર, ) તથા પ્રલયકાલે સંહર્તા છો; તેમજ નિઃશેષ સદ્ગુણને ધારણ કરનારા હોવાથી સ્તુતિ કરવાયોગ્ય છો; તેમાં જે જનોની કદાચિત અનન્યપ્રીતિ નથી તેઓને

ઘાટા મોહને ઉપજાવનારી આપની માયા સંસારસાગરમાં ફેંકી દે છે. તેથી હે નાથગુરો ! માયાધિપતિરૂપ આપ શરણ્યને હું પ્રાપ્ત થાઉં છું. ૨૩

संसार एव भवतोऽस्ति पराङ्मुखाना-
मित्थं विचार्य सुधियश्चरणं त्वदीयम् ।
श्रेयःप्रदं सततमत्र भजन्ति भक्त्या,
त्वां नाथनाथ तत आश्रयमाश्रयेऽहम् ॥ २४ ॥

આપથી વિમુખવૃત્તિવાળા જનોને જન્મમરણરૂપ કષ્ટમય સંસારનીજ પ્રાપ્તિ થાય છે એ પ્રમાણે વિચાર કરીને સંસારમાં સુબુદ્ધિમાન પુરુષો કલ્યાણને ( મોક્ષને ) આપનાર આપનાં ચરણારવિંદને નિરંતર ભક્તિપૂર્વક સેવે છે. તેથી હે ઈશસ્વરૂપ નાથપ્રભો ! કલ્યાણમય એવા આપના શરણને હું પ્રાપ્ત થાઉં છું. ૨૪

मायां त्वदीयकृपयैव विजित्य सद्य-
स्तीर्त्वा च भीमभवसागरमश्रमेण ।
त्वत्सत्पदं सपदि यान्ति पदाश्रितास्ते,
त्वां नाथनाथ तत आश्रयमाश्रयेऽहम् ॥ २५ ॥

જેમણે આપનાં ચરણારવિંદનો આશ્રય કર્યો છે તેઓ આપની પરમકૃપાથીજ દુર્જય માયાને સત્વર જીતીને આ મહાભયંકર સંસારસાગરને વિનાપરિશ્રમે તરીને આપના

સત્યપદને શીઘ્ર પામે છે. તેથી હે મહેશ્વરસ્વરૂપ નાથપ્રભો! માયાને તથા સંસારને પાર ઊતારનાર આપના ઉદાર શરણુને હું પ્રાપ્ત થાઉં છું. ૨૫

नैवास्ति यद्यपि समानदृशोऽखिलात्मन् ,
द्वेष्योऽथवाऽतिदयितो भवतोऽत्र कश्चित् ।
पुष्णासि कल्पतरुवत्तदपि स्वभक्तान् ,
त्वां नाथनाथ तत आश्रयमाश्रयेऽहम् ॥ २६ ॥

હે સર્વાત્મસ્વરૂપ સદ્‌ગુરો! આપ સર્વના આત્મરૂપ હોવાથી યદ્યપિ આપ સર્વપર સમાન દૃષ્ટિવાન્ છો—આપ પરમાત્માને આ સંસારમાં કોઈ પણ દ્વેષ્ય વા પ્રિય (દયાપાત્ર) નથી, તથાપિ કલ્પવૃક્ષની પેઠે રાગદ્વેષરહિતપણે સ્વભાવથીજ આપના ભક્તોનું આપ યોગક્ષેમવડે પોષણ કરો છો. તેથી હે નાથપ્રભો! આપ કલ્પવૃક્ષતુલ્ય શ્રીમહેશ્વરસ્વરૂપ સદ્‌ગુરુના શરણુને હું પ્રાપ્ત થાઉં છું. ૨૬

स त्वं सदैव जननादिविकारशून्योऽ-
प्यात्मैकराडपि समस्तमहेश्वरोऽपि ।
स्वेच्छानुसारिबहुचित्रकलेवराणि,
ब्रह्मन्बिभर्षि सुभगान्यजया त्वयेह ॥ २७ ॥

હે ભક્તપ્રતિપાલ! નિશ્ચય તે આપ નિરંતર જન્મ જરા અને મૃત્યુરૂપ વિકારથી રહિત, સ્વતંત્ર અને સંપૂર્ણ

ચરાચર જગતના મહાન્ ઈશ્વર છતાં પણ હે બ્રહ્મન! સ્વમાયાવડે પોતાની ઇચ્છા પ્રમાણેનાં અનેક પ્રકારનાં સુંદર શરીરોને આ વિશ્વમાં ધારણ કરો છો. ૨૭

दुष्टैर्यदा निगमसाधुजनादिवृन्द-
स्संक्लिश्यतीह परमेश तदा खलुत्वम् ।
स्वीयेच्छया परमकौतुकदं शरीरं,
धृत्वा कृपानिलय तत्परिपासि सद्यः ॥ २८ ॥

હે પરમેશ્વર! જ્યારે દુષ્ટાત્માઓથી વેદ, સાધુજન, વિપ્ર, ગા વગેરેનો સમૂહ અતીવ ક્લેશ પામે છે ત્યારે હે કૃપાનિધાન! આપ સ્વેચ્છાવડે પરમ આશ્ચર્યજનક અલૌકિક શરીરને ધારણ કરીને તેમનું બહુજ ત્વરાથી સારી રીતે રક્ષણ કરો છો. ૨૮

मायानियंतर्मनसो विरंचेः,
कौमारसर्गं प्रथमं गृहीत्वा ।
त्वयाऽऽस्थितं शुद्धमखण्डमुच्चैः,
सद्ब्रह्मचर्यं जनशिक्षणाय ॥ २९ ॥

હે માયાના નિયામક પ્રભો! આપે પ્રથમ શ્રીબ્રહ્માના મનથી કૌમાર અવતાર ધારણ કરી મનુષ્યોને વિશુદ્ધ બ્રહ્મચર્યનું શિક્ષણ આપવાને અર્થે અખંડ વિશુદ્ધ બ્રહ્મચર્યનું ઉત્તમ પ્રકારે પાલન કર્યું. ૨૯

कोलस्वरूपं भवता द्वितीयं,
धृत्वा च हत्वा कनकाक्षदैत्यम् ।
नीत्वा बहिर्नाथरसातलाद् गां,
धात्रे प्रदत्ता तदभीष्टसिद्धयै ॥ ३० ॥

હે નાથ ! આપે બીજો વરાહઅવતાર ધારણ કરી પૃથ્વીનું હરણ કરનાર હિરણ્યાક્ષ દૈત્યનો સંહાર કરી, પાતાલમાંથી પૃથ્વીને ગ્રહણ કરી શ્રીબ્રહ્માને તેમના ઇચ્છિતની સિદ્ધિને અર્થે-સૃષ્ટિ સૃજવા અર્થે-સમર્પિત કરી. ૩૦

धृत्वाऽवतारं जगदंतरात्मन्,
श्रीनारदाख्यं भवता तृतीयम् ।
संपूर्ण कर्माभिनिवृत्तिकारकं,
तन्त्रं प्रणीतं किल पंचरात्रम् ॥ ३१ ॥

હે અંતર્યામી પ્રભો ! આપે ત્રીજો દેવર્ષિ શ્રીનારદજીનો અવતાર ધારણ કરી સમગ્રકર્મોની નિવૃત્તિ કરનાર પંચરાત્રાગમનામનું શાસ્ત્ર રચ્યું. ૩૧

ऋषी नृनारायणनामधेयौ,
भूत्वा चतुर्थे ह्यथ धर्मपत्न्याम् ।
तीव्रं तपो दुष्करमन्यलोक-
स्तप्तं हिमाद्रौ प्रशमाभ्युपेतम् ॥ ३२ ॥

તેમજ ચોથે અવતારે આપે ધર્મની ભાર્યાથી નરનારાયણ-

રૂપે અવતરી અન્યલોકોથી ન કરી શકાય એવા દુષ્કર તપને ઉપશામપૂર્વક આચર્યું. ૩૨

त्वं पंचमः श्रीकपिलाभिधानः,
सिद्धेश्वरः कालजवात्प्रणष्टम् ।
तत्त्वौघनिर्णायकसांख्यशास्त्रं,
देवाब्रवीरासुरयेऽनवद्यम् ॥ ३३ ॥

હે દેવ ! આપે પાંચમા અવતારને વિષે શ્રીદેવહૂતિના ઉદરથી શ્રીકપિલદેવનામે સિદ્ધેશ્વરરૂપે જન્મ ધરી, કાલે કરીને વિનાશ પામેલ તત્ત્વસમૂહનો નિર્ણય કરાવનારા પ્રશસ્ય સાંખ્યશાસ્ત્રનો બોધ આસુરિનામના વિપ્રપ્રત્યે કર્યો. ૩૩

अत्रेरपत्यत्वमवाप्य षष्ठे,
धृत्वा च भूमन्नवधूतलिंगम् ।
प्रह्लादमुख्याश्रितसेवकेभ्यः,
प्रोक्ताऽऽत्मविद्या भवता प्रकृष्टा ॥ ३४ ॥

હે ભૂમન્—હે મહાન્ !—હે બ્રહ્મસ્વરૂપ ! છઠ્ઠા અવતારને વિષે આપ અત્રિના પુત્ર દત્તાત્રેયરૂપે પ્રકટ્યા તેમાં આપે અવધૂતવેશ ધારી પ્રહ્લાદ વગેરે પોતાના ઐકાંતિક ભક્તોને ઉત્તમ આત્મવિદ્યા પ્રબોધી હતી. ૩૪

रुचेः स्त्रियां यज्ञप यज्ञरूपो,
भूत्वा भवाञ्जन्मनि सप्तमे च ।

स्वीयात्मजैर्दैवगणैः समेतं,
स्वायंभुवं देवमनुं जुगोप ॥ ३५ ॥

હે યજ્ઞરક્ષક! સાતમા અવતારમાં રુચિની સ્ત્રીમાં યજ્ઞ એવે નામે પ્રાદુર્ભાવ પામી પોતાના પુત્રરૂપ થયેલા દેવગણો-સહિત સ્વાયંભુવમનુનું આપે રક્ષણ કર્યું હતું. ૩૫

ततोऽष्टमे त्वं किल मेरुदेव्यां,
नाभेः प्रियायामृषभोऽसि जातः ।
तत्र त्वया पारमहंसचर्या,
संदर्शिताद्याश्रमवृन्दवन्द्या ॥ ३६ ॥

પછી આઠમા અવતારમાં આપ નાભિરાજાની પ્રિય-પત્ની મરુદેવીમાં ઋષભદેવને નામે પ્રકટ્યા. ત્યાં આપે ચારે આશ્રમીઓને વંદ્ય એવી પરમહંસચર્યા આચરી બતાવી. ૩૬

संप्रार्थितः सन्नृषिभिर्महद्भि-
र्भूत्वाऽवतारे नवमे पृथुस्त्वम् ।
दुग्धं त्वयेशौषधिरूपदुग्धं,
गोरूपवत्या अवनेः सकाशात् ॥ ३७ ॥

હે ઈશ! આપે મહર્ષિઓની પ્રાર્થનાથી પૃથુરાજારૂપે ધારણ કરેલા નવમા અવતારમાં ગાયનું રૂપ ધારણ કરેલી પૃથિવિપાસેથી ઔષધિઓરૂપી દૂધ દોહ્યું હતું. ૩૭

मात्स्यं शरीरं दशमे महाद्भुतं,
धृत्वा त्वया चाक्षुषसिंधुसंप्लवे ।
वैवस्वतो भूमिमये प्लवे मनुः,
संस्थाप्य गुप्तः परमानुकंपया ॥ ३८ ॥

જ્યારે ચાક્ષુષમન્વન્તરમાં સમુદ્રે પ્રલય કર્યો ત્યારે આપે દશમ અવતારરૂપ મત્સ્યશરીર ધારણ કરી પરમકૃપાથી વવસ્વતમનુને પોતાના શરીરરૂપી નૌકામાં રાખી રક્ષ્યા હતા. ૩૮

एकादशे जन्मनि कूर्मविग्रहं,
विधाय धातस्त्वमशेषनायकः ।
देवासुराणां जलधिं प्रमथ्नतां,
दधाथ पृष्ठोपरि मदराचलम् ॥ ३९ ॥

હે ભૂધર ! જ્યારે દેવતા તથા દૈત્યો સમુદ્ર મથવા લાગ્યા ત્યારે કૂર્મરૂપ અગિયારમો અવતાર ધારણ કરી, અશેષ જગતના નાયક આપે પીઠઉપર મંદરાચલ ધારણ કર્યો હતો. ૩૯

धन्वंतरिर्द्वादश एव जन्मनि,
त्वं देव भूत्वा भिषजां शिरोमणिः ।
आरोग्यसंवर्द्धनहेतवेऽकरोः,
प्राकटचमायुर्निगमस्यसत्तमम् ॥ ४० ॥

હે દેવ ! બારમા અવતારમાં વૈદ્યોના શિરોમણિ ધન્વં-

તરિરૂપે અવતરી આપે આરોગ્યની વૃદ્ધિમાટે આયુર્વેદનું ઉત્તમ પ્રાકટય કર્યું હતું. ૪૦

त्वं मोहिनीरूपमतीवसुंदरं,
गृहणन् हरे दैत्यगणं च मोहयन् ।
दिवौकसश्चारुसुधामपायय-
स्त्रयोदशे जन्मनि देवनायकः ॥ ४१ ॥

હે હરે ! દેવના નાયક એવા આપે તેરમા અવતારમાં અત્યંત સુંદર મોહિનીસ્વરૂપ ધારણ કરી દૈત્યોના સમૂહને મોહ પમાડી દેવોને અમૃત પાયું હતું. ૪૧

भूत्वा चतुर्दश इहेश भवान्नृसिंहो,
व्यात्ताननः शितनखायुध उग्रदंष्ट्रः ।
तीक्ष्णैर्हिरण्यकशिपोर्हृदयं नखैः स्वैः,
सद्यो विदार्य निजभृत्यजनं ररक्ष ॥ ४२ ॥

હે પરમાત્મન્ ! ચૌદમા અવતારમાં આપે નૃસિંહરૂપ ધારણ કર્યું તે સમયે વિકરાલ દાઢવાળું મુખ ફાડી પોતાના તીક્ષ્ણ નખરૂપ આયુધથી હિરણ્યકશિપુનું હૃદય શીઘ્ર ચીરી નાંખી નિજ સેવકની ( પ્રહ્લાદની ) રક્ષા કરી હતી. ૪૨

त्वं प्राप्य वामनतनुं च बलेः सुसत्रं,
गत्वा त्रिपादपृथिवीमभियाचमानः ।
आदाय नाकमुरुगाय बलेः सकाशा-
च्छक्राय संददिथ पंचदशावतारे ॥४३॥

હે મોટી ગતિવાળા-ત્રિવિક્રમ ! પંદરમા અવતારમાં આપે વામનશરીર ધરી બલિના યજ્ઞમાં પધારી ત્રણ ડગલાં પૃથ્વી યાચી હતી અને બલિપાસેથી સ્વર્ગ ખુંચવી, પાછું ઈંદ્રને આપ્યું હતું. ૪૩

त्वं षोडशेऽथो जमदग्निसूनु-
र्भूत्वावनीशानधमान्निहत्य ।
त्रिःसप्तकृत्वः पृथिवीमशेषां,
निःक्षत्रियां कोपदृशा चकर्थ ॥ ४४ ॥

સોળમા અવતારમાં આપે જમદગ્નિના પુત્ર પરશુરામ-રૂપે પ્રકટી ક્રોધદૃષ્ટિથી અધમ ક્ષત્રિયોને હણી એકવીશ વાર સમગ્ર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી હતી. ૪૪

पराशरात्त्वं किल सत्यवत्यां,
व्यासः प्रभो सप्तदशे च भूत्वा ।
दृष्ट्वाऽल्पबुद्धीन्मनुजान्कृपातोऽ-
करोः सुशाखा निगमद्रुमस्य ॥ ४५ ॥

હે પ્રભો ! સત્તરમા અવતારમાં આપે પરાશરમુનિથી સત્યવતીમાં વ્યાસભગવાન્‌રૂપે પ્રકટીને મનુષ્યોને અલ્પબુદ્ધિ-વાળા-ગ્રહણ ધારણ કરવામાં ન્યૂન શક્તિમાન્-જોઇને કૃપાથી વેદવૃક્ષની ચાર શાખાઓ નિર્માણ કરી હતી. ૪૫

अष्टादशे भानुकुलाब्जभानू,
रामो भवान् दाशरथिर्हि भूत्वा ।

कर्माणि पाथोधिनिबंधनादी-
न्यत्यद्भुतानीह ततन्थ विष्णो ॥ ४६ ॥

હે વિષ્ણો ! અઢારમા અવતારમાં આપે સૂર્યવંશરૂપ કમલના સૂર્યરૂપ દશરથપુત્ર શ્રીરામને સ્વરૂપે પ્રકટીને સમુદ્ર-બંધનાદિ અતિ અદ્‌ભુત લીલાઓ વિસ્તારી હતી. ૪૬

एकोनविंशे भगवँश्च विंशे,
यदोः सुवंशे वसुदेवगेहे ।
श्रीरामकृष्णावितिनामधेयो,
भूत्वा भवान्भूमिभरं जहार ॥ ४७ ॥

હે ભગવન્ ! ઓગણીશમા ને વીશમા અવતારમાં આપે યદુવંશમાં વસુદેવના ઘરમાં શ્રીરામ (બલરામ) અને શ્રીકૃષ્ણ-રૂપે પ્રકટીને ભૂમિનો ભાર હર્યો હતો. ૪૭

तथैकविंशेऽत्र कलाववाप्ते,
बुद्धत्वमास्थाय गयाप्रदेशे ।
संमोहनायैव सुरद्विषां त्वं,
पाखंडधर्मं वहृषेच्छलेन ॥ ४८ ॥

હે પ્રભો ! કલિ પ્રાપ્ત થયો તે સમયે એકવીશમા અવ-તારમાં દેવશત્રુઓને મોહ પમાડવા ગયાપ્રદેશમાં આપે બુદ્ધરૂપ ધરીને છલથી પાખંડધર્મ ફેલાવ્યો હતો. ૪૮

द्वाविंश एवेश कलेरिहान्ते,
दस्युस्वरूपेषु नृपेषु सत्सु ।

विमोत्तमाद्विष्णुयशोऽभिधाना-
न्नाम्ना हि कल्किर्भवितास्यनन्त ॥ ४९ ॥

હે ઈશ ! હે અનંત ! બાવીશમા અવતારમાં જ્યારે કલિના અંતમાં રાજાઓ મ્લેચ્છ થઈ જશે ત્યારે આપ વિષ્ણુયશનામના ભૂદેવને ગૃહે કલ્કિનામે થશો. ૪૯

एवं हि सच्चित्सुखरूपिणो विभोः,
स्युस्तेऽवतारा भगवन्ननेकशः ।
उपक्षयापेतसरोवराद्यथा,
कुल्याप्रवाहाः प्रभवन्ति कोटिशः ॥ ५० ॥

હે ભગવન્ ! એ પ્રમાણે જેમ પ્રપૂર્ણ અને અખૂટ એવા સરોવરમાંથી ઝરણાના નાના નાના ઘણા પ્રવાહો નીકળે છે તેમ સચ્ચિદાનંદસ્વરૂપ આપ વ્યાપક પ્રભુના અનેક અવતારો થયા છે. ૫૦

उपाधिभिर्यद्वदिहाम्बरस्य,
पृथग्विधाः संस्थितयो भवन्ति ।
उपाधिभिस्तद्वदिहावताराः,
प्रादुर्भवन्तीश तवाप्यसंख्याः ॥ ५१ ॥

હે પ્રભો ! જેવી રીતે ઉપાધિને લઈને એકજ આકાશની ઘટાકાશ મઠાકાશ ઇત્યાદિ ભિન્ન ભિન્ન સ્થિતિઓ

થાય છે તેવી રીતે આપના પણ ભિન્ન ભિન્ન ઉપાધિઓવડે પરાનુગ્રહમાટે અસંખ્ય લીલાવિગ્રહો પ્રકટે છે. ૫૧

उपाधिसंदोहनिदानरूपा,
मायामुपाश्रित्य भवान्महेशः ।
जगत्स्वरूपेण यतः प्रजात-
स्ततोऽखिलं तेऽस्त्यवताररूपम् ॥ ५२ ॥

વળી અખિલઉપાધિસમૂહના મૂલરૂપ આપની માયાનો આશ્રય કરીને સકલ જગતરૂપે આપ મહેશ્વરજ પ્રાદુર્ભાવ પામ્યા છો તેથી સર્વ કાંઈ આપના અવતારરૂપ છે. ૫૨

सत्त्वप्रधाना इह नाथ ये स्युः,
सर्वे तवैते तु कलावताराः ।
रजःप्रधानाश्च तमःप्रधाना,
अंशावतारा हि महेशितुस्ते ॥ ५३ ॥

તેમાં હે નાથ! જેઓ સત્વગુણપ્રધાનજીવો છે તેઓ આપના કલા–અવતારરૂપ છે, અને જેઓ રજોગુણપ્રધાન તથા તમોગુણપ્રધાન જીવો છે તેઓ આપ મહેશ્વરના અંશાવતારો છે. ૫૩

आब्रह्माचरपर्यंता व्यक्तयः सन्ति या इमाः ।
तास्तवांशकलारूपा अवताराः परात्मनः ॥ ५४ ॥

શ્રીબ્રહ્માથી આરંભીને સ્થાવરપર્યંતની આ જે સર્વ

વ્યક્તિઓ છે તે આપનાં અંશકલારૂપ હોવાથી તે સર્વે વ્યક્તિઓ આપ મહેશ્વરના અવતારરૂપ છે. ૫૪

स त्वं नानाऽवताराणां स्वामिन् सत्यैककारणम् ।
नाथाचार्यस्वरूपेण साक्षाज्जातोऽसि साम्प्रतम् ॥ ५५ ॥

હે સ્વામિન્! તે આપ સર્વે વ્યક્તિઓના સત્ય અદ્વિતીય હેતુરૂપ વર્તમાન સમયમાં શ્રીમન્નાથસંજ્ઞક આચાર્યસ્વરૂપે સાક્ષાત્ પ્રાદુર્ભાવ પામ્યા છો. ૫૫

जन्मान्यजस्य तव हेऽखिलविश्वहेतो,
कर्माण्यकर्तुरिह दिव्यतमानि सन्ति ।
इत्थं विदंति परमार्थतया जना ये,
त्वां यान्ति ते समवहाय गतिं भवस्य ॥ ५६ ॥

હે સંપૂર્ણ વિશ્વના કારણરૂપ પ્રભો! આ સંસારમાં આપ અજન્માના જન્મો તથા આપ અકર્તાનાં અનેક પ્રકારનાં કર્મો અત્યંત દિવ્ય છે, એમ જે જનો પરમાર્થપણે વાસ્તવિક રીતે જાણે છે તે પુરુષો આ ઘોર સંસારની જન્મ-મરણરૂપ ગતિનો પરિત્યાગ કરીને આપના પરમસ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૫૬

स्वामिन् पवित्रवपुषोऽपि च पापदेहाः,
स्नात्वा त्वदीयचरितामृतवारिराशौ ।

दोषान् विधूय च तपांस्यखिलानि हित्वा,
शान्तिं परामुपगता बहवस्त्वदीयाम् ॥ ५७ ॥

હે સ્વામિન્! અનેક પુણ્યદેહધારીઓ તથા અનેક પાપદેહધારીઓ પણ આપના સગુણસ્વરૂપનાં દિવ્યચરિતરૂપ અમૃતસાગરમાં સ્નાન કરીને પોતાના રાગાદિક દોષોને ધોઈ નાંખીને, તથા પોતાના સર્વ તાપને દૂર કરીને આપની નિર્વાણરૂપ પરમ શાંતિને પ્રાપ્ત થયા છે. ૫૭

संरक्षणाय वेदोक्तज्ञानोपासनकर्मणाम् ।
पाषंडानां च नाशार्थमवतारस्तवाभवत् ॥ ५८ ॥

વેદવિહિત જ્ઞાનકાંડના, ઉપાસનાકાંડના અને કર્મકાંડના સંરક્ષણમાટે તથા વેદોક્ત ત્રિકાંડથી વિમુખવૃત્તિવાળા પાખંડી પુરુષોના નાશને અર્થે આપનો અહીં અવતાર થયેલો છે. ૫૮

भव्ये भारतमंडले क्षितितले विप्रान्ववायोत्तमे,
मायामानवविग्रहे त्वयि जगच्छास्तः प्रजाते सति ।
वर्णानां गुरुरुत्तमोऽस्ति सततं विप्रोऽखिलानां किले-
त्येतच्छास्त्रवचोऽधुनाऽत्र समगात्स्वामिन्समीचीनताम् ५९

હે જગન્નિયંતા! આ પૃથ્વીમાં ભવ્ય ભરતખંડને વિષે આપની માયાશક્તિવડે માનવશરીર ધારણ કરીને આપ બ્રાહ્મણના ઉત્તમ વંશમાં પ્રકટ્યા છો, તેથી "નિશ્ચય બ્રાહ્મણ

સર્વવર્ણના સર્વદા ઉત્તમ ગુરુ છે" એ પ્રમાણેનું શાસ્ત્રવચન હમણાં અહીં સત્યપણાને પામ્યું છે-ખરું ઠર્યું છે. ૫૯

आरोग्यं च वलं पराक्रममथ स्थैर्यं च शौर्यं तथा,
दाक्ष्यादीनि नरा निरोधवशतो वीर्यस्य संप्राप्नुयुः ।
तस्मात्तत् परिरक्षणीयमनिशं सद्ब्रह्मचर्याश्रये-
णेत्थं ह्यत्र निदर्शनाय चरसीदानीं भवांस्तद्व्रतम् ॥ ६० ॥

આરોગ્ય, બલ, પરાક્રમ, સ્થૈર્ય, શૌર્ય તેમજ ચતુરાઇ આદિ ઉત્તમ ગુણોને મનુષ્યો નિશ્ચય વીર્યના નિરોધથી પ્રાપ્ત કરે છે, તેથી વાસ્તવિક બ્રહ્મચર્યવડે નિરંતર વીર્ય ચોતરફથી રક્ષવાયોગ્ય છે એમ નિશ્ચય અહીં દર્શાવવાને આપ વર્તમાનમાં તે બ્રહ્મચર્યવ્રતનું આચરણ કરો છો. ૬૦

यथा यथा श्रेष्ठजनः समीहते, तथा तथैवान्यजनोऽपि सादरः ।
त्वमाप्तकामोऽप्यत एव सेवसे, सुकर्मयोगं जनबोधहेतवे ॥ ६१ ॥

જેવી જેવી રીતે શ્રેષ્ઠ મનુષ્ય સમ્યક્પ્રકારે ઇચ્છે છે- આચરણ કરે છે-તેવી તેવી રીતે અન્ય મનુષ્ય પણ તેનુંજ અનુકરણ કરી આદરપૂર્વક આચરણ કરે છે. એટલા માટે મનુષ્યોને પ્રત્યક્ષ બોધ આપવા માટે-તેમને નિષ્કામકર્મયોગની કર્તવ્યતા સમજાવવા માટે-આપ આપ્તકામ છતાં પણ નિષ્કામકર્મયોગનું અનુષ્ઠાન કરો છો. ૬૧

स्वदिव्यशक्त्या धृतविग्रहस्य ते, प्रशस्यकर्माणि कृपामृतोदधे ।
सदात्मनां बोधकराणि सर्वथा, भ्रमावहान्येव च दुष्टचेतसाम् ॥

હે કૃપારૂપ અમૃતના સાગર ! આપે આપની અચિંત્ય માયાશક્તિવડે મનુજદેહ ધારણ કરેલો છે તેનાં સ્તુતિ કરવા-યોગ્ય ઉત્તમ કર્મો સાધુ પુરુષોને સર્વથા બોધ આપે છે, અને દુષ્ટ મનવાળા જનોને ભ્રાંતિ ઉપજાવે છે. ૬૨

साधुद्विजासंगनिषेवणोद्यता, भवत्कथासंश्रवणानुरागिणः ।
त्वदीयपादैकपरायणाश्च ये, विदुस्तवालौकिकचेष्टितानि ते ॥६३

સત્પુરુષોના અને દ્વિજોના (સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણોના) સમાગમનું સેવન કરવામાં તત્પર, આપ પ્રભુની સત્કથાના શ્રવણમાં પરમ પ્રીતિવાળા, અને આપનાંજ ચરણના અનન્ય આશ્રયવાળા જે મનુષ્યો છે તેઓજ આપનાં અલૌકિક ચેષ્ટિતને ( કર્મોને ) સમજે છે. ૬૩

स्मरादिसंपूर्णविकारवर्जिता, विशुद्धसत्त्वाः शुभबोधसंयुताः ।
स्वरूपसंस्थाः परमाशयाश्च ये, विदुस्तवालौकिकचेष्टितानि ते।

જે કામાદિ સમસ્ત વિકારોથી રહિત, વિશુદ્ધ અંતઃકરણ-વાળા, સદ્બોધસંયુક્ત અને સ્વરૂપમાં સ્થિતિવાળા મહા-શય પુરુષો છે તેઓજ આપનાં અલૌકિક કર્મોને સમજી શકે છે. ૬૪

य ईशवेदाप्तपराङ्मुखाः खला, विवेकशून्या विषयाभिलोलुपाः।
स्मरादिषड्दोषयुता दुराशया, भ्रमं समायांति तवेहितेषु ते ॥

જે ખલ પુરુષો આપ ઈશ્વરથી, આપના અનુશાસન-

રૂપ વેદોથી, અને મહાત્માજનોથી વિમુખવૃત્તિવાળા છે; તેમજ વિવેકશૂન્ય, વિષયોમાં અતિશય લોલુપ, કામાદિ છ દોષથી યુક્ત ને દુષ્ટ આશયવાળા છે તેઓ આપનાં અલૌકિક કર્મોમાં અતિશય ભ્રાંતિને પામે છે. ૬૫

स्वपरममहिमानं माययाऽऽच्छाद्य शक्त्या,
मनुजवदिह गूढो राजसे यद्यपि त्वम् ।
तदपि दिनकरत्वं रश्मिभिर्भाति यद्वत्,
सवितुरिह तथाऽऽत्मन्नीशता भूतिभिस्ते ॥ ६६ ॥

જો કે પોતાના પરમમહિમાને માયાવડે ઢાંકીને ગુપ્તપણે મનુષ્યની પેઠે આપ આ સંસારમાં વિરાજો છો, તોપણ જેમ સૂર્યનું દિવસ કરનારપણું તેનાં કિરણોવડે અહીં ભાસે છે તેમ આપનું ઇશ્વરપણું પણ આપનાં અલૌકિક ઐશ્વર્યોવડે અહીં પ્રકાશમાન્ થાય છે—ઢાંકયું રહેતું નથી. ૬૬

यतो भवत्सत्करुणाप्रभावतस्त्वदीयपादाभिरतेषु देहिषु ।
प्रभो समाभान्त्यणिमादिसिद्धयस्ततस्त्वदीयेश्वरतोपपद्यते ॥६७

હે પ્રભો ! આપની પ્રશસ્ત કરુણાના પ્રભાવથી આપના ચરણાનુરાગી ભક્તજનોમાં આપની અણિમાદિ સિદ્ધિઓ સારી રીતે પ્રકાશે છે તેથી આપનું ઇશ્વરપણું પ્રાપ્ત થાય છે—જણાય છે. ૬૭

देहास्त्वाद्यहमस्मि पीवरकृशाद्याकारयुक्तोऽस्मि च,
द्रव्यागारसुतादिकं च सकलं मेऽस्तीदृशी स्थूलधीः ।

संयाता विलयं तथा समुदिता त्वत्संश्रितानां नृणां,
ब्रह्मास्मीति सुसूक्ष्मधीस्त्वदणिमैश्वर्यप्रभावाद्विभो ॥ ६८ ॥

હે વિભો ! આપની અણિમાનામની સિદ્ધિના પ્રભાવથી આપના આશ્રિત જનોની "હું દેહપ્રાણાદિરૂપ છું, તથા સ્થૂલકૃશાદિ આકારવાળો છું, અને પુત્ર, દ્રવ્ય તથા ગૃહાદિ સકલ મારાં છે" આવી સ્થૂલબુદ્ધિ વિનાશ પામી છે; અને હું "નિરતિશય બ્રહ્મસ્વરૂપ છું" આવી સૂક્ષ્મબુદ્ધિ સારી રીતે ઉદય પામી છે. ૬૮

त्वत्पादैकरतात्मनां तनुभृतां चित्तेषु सत्प्रौढता,
प्रोद्भूता परमा त्वदीयमहिमैश्वर्येण विष्णो यतः ।
मन्यंते तत एव काकमलवत् क्षुद्रं सदा तावका,
ब्रह्मांडस्य चतुर्दशस्य सकलं सद्वैभवं सर्वथा ॥ ६९ ॥

હે વિષ્ણો ! (વ્યાપક પ્રભો !) જેથી આપના ચરણકમલમાં પ્રીતિવાળા મનુષ્યોના ચિત્તમાં આપની મહિમાનામની સિદ્ધિવડે પરમ સન્મહત્તા આવિર્ભાવ પામી છે તેથી તે આપના સદ્ભકતો ચૌદે બ્રહ્માંડના સમગ્ર શ્રેષ્ઠ વૈભવને કાકમલવત્ સર્વપ્રકારે તુચ્છ સમજે છે. ૬૯

द्रष्टात्मा केवलोऽस्मीति वस्तुरूपाख्यलाघवम् ।
लब्ध्वा त्वल्लघिमैश्वर्याश्रितत्वे खेलंति तावकाः ॥ ७० ॥

હે પ્રભો ! આપની લઘિમાસિદ્ધિવડે આપના આશ્રિત-

જનો હું કેવલ દ્રષ્ટા છું એ પ્રમાણે મૂલવસ્તુરૂપ (આત્મરૂપ) લાઘવ ( લઘુપણું ) સંપાદન કરીને ચિદાકાશરૂપ સૂક્ષ્મ બ્રહ્મમાં ચિદાકાશરૂપે રમણ કરે છે. ૭૦

हृषीकाणां हि सर्वेषां स्वाम्यं संपाद्य चाभवन् ।
आत्मारामास्त्वदीयास्त्वत्प्राप्तिसंज्ञकसिद्धितः ॥ ७१ ॥

આપની પ્રાપ્તિનામની સિદ્ધિના પ્રભાવવડે આપના ચરણાનુરાગી ભક્તો સઘળી ઇંદ્રિયોના આધિપત્યને સંપાદન કરીને આત્માના અખંડ આનંદમાં પ્રીતિમાન્ થયા છે. ૭૧

ज्ञानप्रकाश उद्भूतोऽज्ञानध्वान्तविनाशकः ।
त्वदाश्रितेषु भूमंस्ते प्राकाश्याभिधसिद्धितः ॥ ७२ ॥

હે ભૂમન્ ! આપની પ્રાકાશ્યનામની પરમસિદ્ધિવડે આપના આશ્રિતજનોના અંતઃકરણમાં અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર જ્ઞાનરૂપ પ્રકાશ પ્રાદુર્ભાવ પામ્યો છે. ૭૨

त्वदीशितैश्वर्यसमीरिता नराश्चराचराधीश्वर बुद्धिसंयुताः ।
प्रवृत्तिपद्यामपहाय सर्वदा, निवृत्तिवर्त्मादरतः श्रयन्ति हि ॥

હે સચરાચર જગતના નિયંતા ! આપની ઉત્તમ ઇશિતાનામની સિદ્ધિવડે પ્રેરણા પામેલા મનુષ્યો સંસારપદવીને પ્રાપ્ત કરાવનાર પ્રવૃત્તિમાર્ગને ત્યજી દઇને કૈવલ્યપદને આપનાર પ્રશંસનીય નિવૃત્તિમાર્ગને સદા અનુસરે છે. ૭૩

महात्मनस्ते वशिताख्यसिद्धितस्त्वदीयपादांबुजसेविनां नृणाम् ।
क्षयं प्रयाता गुणसंगिता तथा, समुत्थिता त्वय्यनुरक्तिरुत्तमा ॥

આપ મહાપુરુષની વશિતાનામની સિદ્ધિવડે આપનાં ત્રિલોકપાવન ચરણારવિંદનું સેવન કરનારા ભક્તજનોની ગુણ-સંગિતા વિનાશ પામી છે, અને આપ પરમપુરુષમાં તેઓની ઉત્તમ ભક્તિ સારી રીતે ઉદ્ભવી છે. ૭૪

लब्ध्वाऽनतिशयानंदं ब्रह्मणस्ते भवज्जनाः ।
पूर्णकामत्वमायाता युष्मत्प्राकाम्यसिद्धितः ॥ ७५ ॥

આપની પ્રાકામ્યનામની સિદ્ધિના પ્રભાવથી આપના ભક્તજનો આપ કૈવલ્યસ્વરૂપ બ્રહ્મના નિરતિશયાનંદને સંપાદન કરીને પૂર્ણકામપણાને પામ્યા છે. ૭૫

एवं बहुविधा नाथ सिद्धयो भान्ति ते पराः ।
त्वत्कृपापात्रभक्तेषु महेशत्वप्रदर्शिकाः ॥ ७६ ॥

આ પ્રમાણે આપના ઇશ્વરત્વને દર્શાવનારી અનેક પ્રકારની ઉત્કૃષ્ટ સિદ્ધિઓ આપના કૃપાપાત્ર જનોની અંદર પ્રકાશે છે. ૭૬

प्रतापभानुः प्रकटत्वतः प्रभोस्तवेह लोके प्रविभाति यद्यपि ।
तथापि मूढा हृदयाक्षिवर्जिता, उलूकतुल्या न विलोकयन्ति तम्॥

આપ પ્રભુશ્રીના પ્રતાપરૂપ સૂર્ય જો કે આ લોકને વિષે પ્રકટપણે પ્રકાશે છે, તોપણ હૃદયચક્ષુથી રહિત ઘુવડ-જેવા મૂઢ પુરુષો આપના તે પ્રતાપરૂપ સૂર્યને જોઇ શકતા નથી.૭૭

करोषि येभ्यः करुणासुधादृशा, प्रदानमीशान सुदिव्यचक्षुषः।
त एव पश्यन्ति यथार्थभावतो, महाद्भुतं ते महिमानमुत्तमम्॥

હે ઇશ ! આપ કૃપામૃતદૃષ્ટિવડે જેઓને દિવ્યચક્ષુનું દાન કરો છે તેઓજ આપના અતિ અદ્દ્ભુત અને ઉત્તમ મહિમાને યથાર્થભાવથી જુએ છે. ૭૮

अनन्यभक्त्या शरणं तवानिशं, भजन्ति वित्तादिमदं विहाय ये।
ददाति तेभ्यो जनकल्पपादपो, भवान्कृपातः शुभदिव्यलोचनम्॥

જેઓ વિત્તાદિના મદનો પરિત્યાગ કરી આપના ઉત્તમ શરણનું અનન્યભક્તિવડે નિરંતર સેવન કરે છે તેમને ભક્તજનના કલ્પતરુરૂપ આપ પ્રભુ કૃપાવડે સુંદર એવાં દિવ્ય નેત્ર આપો છો. ૭૯

प्रपश्यन्तः सन्तः स्थितमिह तवालौकिकदृशा,
सुमाहात्म्यं लोकोत्तरतरमपारं नरहरे ।
स्तुवन्तस्त्वत् कर्माण्यथ चकितचित्तेन नियतं,
भजन्ति त्वां भक्त्या भवभयविनाशाय भगवन् ॥८०॥

હે નરહરે ! નિશ્ચય આ લોકને વિષે સ્થિત આપના અપાર લોકોત્તર સુમહિમાને સત્પુરુષો અલૌકિક દૃષ્ટિવડે જોતા છતા અને આપનાં સત્કર્મોની ચકિત ચિત્તવડે સ્તુતિ કરતા છતા સંસારભયની નિવૃત્તિને અર્થે હે ભગવન્ ! નિશ્ચય આપનું ભક્તિપૂર્વક ભજન કરે છે. ૮૦

गीर्वाणादिस्तुतत्वत्पदतरणिमधिश्रित्य भावेन सन्तः,
सद्यः संयान्त्यपारोच्छ्रितभवजलधेर्लीलयैवास्य पारम्।

त्यक्त्वा त्वत्पादपोताश्रयमधमधियो भोगतृष्णातरंगै-
स्तुंगैः संहन्यमाना इह भवजलधावीश मज्जन्ति मंदाः ८१

હે ઇશ ! સત્પુરુષો, દેવોવડે પ્રીતિથી સ્તુતિ કરાયેલાં આપનાં ચરણરૂપ વહાણુપર બેસીને આ અપાર અને ઉછળતા સંસારસાગરના પારને સત્વર અનાયાસે પામે છે, અને અધમ બુદ્ધિવાળા મંદપુરુષો આપનાં ચરણરૂપ વહાણનો શુભ આશ્રય ત્યજી ભોગતૃષ્ણારૂપ મોટા તરંગોવડે હણાતા આ ભવસિંધુમાં ડૂબે છે. ૮૧

दीर्घे संसृतिकाननेऽतिगहने स्त्रीघोरगर्तान्विते,
कंदर्पादिकहिंस्रजन्तुनिचिते भीतिप्रदे निर्जने ।
भ्रांत्या संभ्रमतां नृणामविरतं स्वस्थानसंप्राप्तये,
नान्यत्साधनमस्ति किंचन भवत्पादाश्रयानादृते ॥८२

સ્ત્રીરૂપ ઘોર ગર્તવાળા (મોટી ખાઇઓવાળા) તથા કામાદિ ક્રૂર હિંસક પ્રાણીઓથી વીંટાયેલા આ સંસારરૂપ અતિગહન, વિશાલ, નિર્જન ને ભયંકર અરણ્યમાં ભ્રાંતિવડે નિરંતર ભ્રમણ કરનાર મનુષ્યોને ચિદાકાશરૂપ સ્વસ્થાનની પ્રાપ્તિ અર્થે આપનાં ચરણરૂપ વિમાનસિવાય બીજું કોઈ પણ સાધન નથી. ૮૨

संसारघोरविपिने बहुकालतोऽस्मिन्,
स्वामिन्मुहुर्यदपि संभ्रमणं करोमि ।
तत्पारदर्शकपथं तदपि ह्यलब्ध्वा,
नानार्तिभिर्विकलतामुपयामि नित्यम् ॥ ८३ ॥

હે સ્વામિન્ ! આ સંસારરૂપ ઘોર વનમાં જો કે હું બહુકાલથી વારંવાર ભ્રમણ કરું છું, તોપણ તેના પારને દર્શાવનાર પંથને નહિ પામીને નિત્ય નાના પ્રકારની આપત્તિઓવડે વ્યાકુલ થાઉં છું. ૮૩

संसारकाननभयोग्रविपत्समूहा-
न्नैवास्ति कश्चिदपरस्त्वदृतेऽविता मे ।
तस्मात्प्रभो तव कृपामृतपूर्णदृष्ट्या,
सद्योऽस्तु संप्रति ममाश्रय आर्तबंधो ॥ ८४ ॥

સંસારરૂપ અરણ્યનાં ઉગ્ર ભય અને દુઃખસમૂહથી આપવિના બીજું કોઇ પણ મારું રક્ષણ કરનાર નથી, તેથી હે આર્તબંધો ! ( દુઃખીઆના બેલી ! ) હવે આપ આપની કૃપામૃતપૂર્ણદૃષ્ટિવડે શીઘ્ર મારા આશ્રયરૂપ થાઓ—આ ભવારણ્યના દુઃખસમૂહથી મારું શીઘ્ર રક્ષણ કરો. ૮૪

मच्चेष्टितानि भवताऽनवलोक्य कार्यं,
मद्रक्षणं च सुविचार्य निजप्रतिज्ञाम् ।
नोचेद्भवायतवने समुपैमि नाशं,
कामादिजंतुभिरहं परिपीड्यमानः ॥ ८५ ॥

મારાં કર્મોપ્રતિ ન જોતાં આપની પ્રતિજ્ઞાને વિચારીને આપે મારું રક્ષણ કરવું યોગ્ય છે, નહિ તો કામાદિ ક્રૂર પ્રાણીઓવડે ચેતરફથી પીડાતો હું સંસારરૂપ મહાવનમાં વિનાશ પામીશ. ૮૫

संगृह्य मां स्मरकरी स्वकरेण मत्तः,
क्षिप्त्वा च दुर्विषयघोरतमान्धुमध्ये ।
कष्टं ददाति विविधं सततं कृपालो,
मां पाह्यतस्तमजयं द्विरदं प्रमथ्य ॥ ८६ ॥

કામરૂપ મદોન્મત્ત હસ્તી પોતાની સુંઢવડે મને પકડીને દુષ્ટ વિષયરૂપ ઘોર અંધારા કૂવામાં ફેંકી દઈ અનેક પ્રકારે નિરંતર સંકટ આપે છે, માટે હે કૃપાનાથ! તે કામરૂપ દુર્જય અને દુષ્ટ હાથીનો પરાભવ કરીને મારું રક્ષણ કરો. ૮૬

क्रूरश्च कोपवृक एष सुघोरकर्मा,
तीक्ष्णैर्नखैर्मम तनुं प्रविदार्य नाथ ।
हर्षेण चूषति रसादिसमस्तधातूँ-
स्तस्मान्निहत्य कृपया तमव प्रभो माम् ॥ ८७ ॥

હે નાથ! વળી ઘોર કૃતિ કરનાર આ ક્રોધરૂપ ક્રૂર મહાવરુ (નાર) પોતાના તીક્ષ્ણ નખવડે મારા શરીરને ચીરી તેમાંના રસાદિ સમસ્ત ધાતુઓને હર્ષવડે ચૂસે છે, તેથી હે પ્રભો! કૃપાવડે આપ તેનો નાશ કરી મારું રક્ષણ કરો. ૮૭

लोभाख्यदीर्घाजगरस्तथा मां, विश्वेशितः संग्रसते बुभुक्षुः ।
तस्माद्भवांस्तस्य खलस्य नाशं, कृत्वा प्रभो मामभिरक्षतु द्राक्॥

હે વિશ્વનિયંતા! તેમજ નિરંતર ભૂખ્યો એવો લોભ-

નામનો વિશાળ અજગર મને ગળી જાય છે, માટે હે પ્રભો ! આપ તે દુષ્ટ અજગરનો સત્વર નાશ કરી મારું રક્ષણ કરો. ૮૮

हे नाथ मां पाहि तथैव चास्मान्, मोहासिताहेरवसानदातुः ।
नो चेदयं मोहभुजंगराजो, मां दंक्ष्यति स्वोग्रविषाक्तदन्तैः ॥८९

હે નાથ ! તેમજ વળી મૃત્યુને આપનાર એવા આ મોહરૂપ કાલીયનાગથી પણ મારું રક્ષણ કરો; નહિતર આ મોહરૂપ ભુજંગરાજ પોતાની વિષમ વિષવાળી દાઢોવડે મને કરડી ખાશે. ૮૯

स्वतीक्ष्णदन्तेन च मानसूकरः, क्षिपन्नधस्ताद्विनिहंति मां प्रभो ।
अतो भवानाश्वधमं निहत्य तं, करोतु रक्षां मम खिन्नचेतसः ॥

હે પ્રભો ! વળી અભિમાનરૂપ વરાહ પોતાના તીક્ષ્ણ દાંતવડે ( ડાઢોડીવડે ) મને નીચે ફેંકી મારો વિનાશ કરે છે, તો આપ તે દુષ્ટ વરાહનો શીઘ્ર નાશ કરી ખિન્ન મન-વાળો જે હું તેનું રક્ષણ કરો. ૯૦

दग्धोऽस्मि देवेश कुमत्सरालेरापत्प्रदेनोग्रविषेण नित्यम् ।
हत्वा तदेनं विनिवार्य सद्यस्तीव्रं विषं तस्य विभोऽवतान्माम्९१

હે દેવેશ ! મત્સરરૂપ દુષ્ટ વીંછીના પીડા આપનારા ઉગ્ર વિષથી હું નિરંતર બળું છું, માટે આપ તે મત્સરરૂપ વીંછીનો નાશ કરી, તથા તેના તીક્ષ્ણ વિષનું સત્વર નિવારણ કરી હે વિભો ! આપ મારું રક્ષણ કરો. ૯૧

एवं खलैः कामगजादिजीवै-
राहन्यमानोऽहमुपैमि कष्टम् ।
तस्मात्कृपापूर्णदृशाऽधुना मे,
संरक्षणं कर्तुमिहार्हसि त्वम् ॥ ९२ ॥

હે ભૂમન્! એવી રીતે કામરૂપ હાથી વગેરે દુષ્ટ પ્રાણીઓથી નિરંતર હણાતો હું કષ્ટ પામું છું, માટે આપ આ સમયને વિષે મારાપર કૃપાદૃષ્ટિ કરી મારું પરિપાલન કરવાને યોગ્ય છો. ૯૨

त्यक्त्वा मदं सर्वविधं शरण्य,
प्राप्तोऽस्मि युष्मच्चरणं ततोऽद्य ।
संगृह्य मां तेंऽघ्रिविमानमध्ये,
पारं नय त्वं भवकाननस्य ॥ ९३ ॥

હે શરણ લેવાયોગ્ય પ્રભો! સર્વ પ્રકારના મદનો પરિત્યાગ કરી હું આપશ્રીને શરણે આવેલો છું, તો હવે આપ મને આપના ચરણરૂપ વિમાનની અંદર ગ્રહણ કરી આ સંસારરૂપ ઘોરવનની પાર લઇ જાઓ. ૯૩

भक्ता ध्रुवाद्याः कृपया गृहीत्वा,
ब्रह्मँस्त्वया स्वांघ्रिविमानमध्ये ।
नीताऽस्य संसारवनस्य पारं,
संस्थापिता निर्भयधामनि स्वे ॥ ९४ ॥

હે બ્રહ્મન્! આપે કૃપાપૂર્વક ધ્રુવ, પ્રહ્લાદ વગેરે ભક્તોને આપના ચરણરૂપ વિમાનમાં ગ્રહણ કરી, આ સંસારરૂપ વનને પાર લઇ જઇ તેઓને આપના નિર્ભય ધામની અંદર સ્થાપન કરેલ છે. ૯૪

तवांघ्रिपद्माश्रितदेहभृत् क्वचिद्,
व्रजेदभद्रं न कदाचिदन्यवत्।
भजत्यतस्ते चरणांबुजं बुधो,
विहाय दाराद्यखिलैषणाश्रयम् ॥ ९५ ॥

આપના ચરણકમલના આશ્રયને પ્રાપ્ત થયેલ જન બીજાની પેઠે કોઇ પણ સ્થાને કદી પણ અકલ્યાણને પામતો નથી, તેથી વિવેકીજન સ્ત્રી પુત્ર દ્રવ્ય આદિ સર્વ વસ્તુઓની વાસનાનો આશ્રય ત્યજી આપના ચરણકમલને સેવે છે. ૯૫

तप्तोऽस्म्यहं नाथ भवोग्रतापैः,
प्राप्तोऽस्म्यतस्ते चरणारविंदम्।
मामुद्धरस्वेति मुहुर्वदंतं,
जनं द्रुतं रक्षतु दीनबंधो ॥ ९६ ॥

હે નાથ! સંસારના તીવ્ર તાપથી હું અતિ તપાયમાન થયો છું જેથી આપના ચરણારવિંદને પ્રાપ્ત થયો છું. મારો ઉદ્ધાર કરો. આ પ્રમાણે આર્તબુદ્ધિવડે પુનઃ પુનઃ ઉચ્ચારણ કરનારો હું જે આપનો દાસજન છું તેનું હે દીનબંધુ પ્રભો! સત્વર રક્ષણ કરવા કૃપા કરો. ૯૬

येनाख्याताः श्रुतिसमुदया उद्धृतो योगमार्गो,
दैव्या शांत्या विशदवचसा भक्तिरुज्जीविता च ।
श्रौते स्मार्ते निपुणमतिनाऽऽचारितं कर्मकांडं,
सोऽयं नाथो मुनिगणवरो राजते दैशिकेंद्रः ॥ ९७ ॥

તે આ મુનિગણવર આચાર્યશિરોમણિ બિરાજે છે કે જેઓશ્રીએ અનેક ગ્રંથોવડે શ્રુતિનું–ઉપનિષદોનું–સ્પષ્ટીકરણ કર્યું છે, યોગના ગ્રંથોવડે ને યોગાભ્યાસ કરાવવાવડે શિષ્ય-પ્રશિષ્યોદ્ધારા યોગમાર્ગનો પુનરુદ્ધાર કર્યો છે, પોતાની દૈવી શાંતિથી અને પોતાનાં અતિમધુર નિર્મલ વચનોથી ભક્તજનો-ના હૃદયમાં ભક્તિનું ઉજ્જીવન કર્યું છે, અને શ્રૌતસ્માર્તકર્મોનું નિપુણમતિથી પરિશોધન કરી કર્મકાંડ પ્રવર્તાવ્યું છે. ૯૭

यत्सान्निध्ये श्वसिति हृदयं स्निग्धवात्सल्यसिक्तं,
यच्चापल्यं चिरपरिचितं दूरमेतत्प्रयाति ।
ब्राह्मी सृष्टिः स्फुरति नितरां मर्त्यभावा गलंति,
संशांतानामहह महतां तेजसां दिव्यभावः ॥ ९८ ॥

અહો ! શાંત મહર્ષિઓના તેજનો દિવ્યભાવ તો જુઓ. જેમની સમીપમાં આવતાંજ હૃદય પ્રેમભર્યા વાત્સલ્ય-થી છંટકાઇ હુલ્લે છે, લાંબા સમયથી પરિચિત એવી મનની ચપલતા દૂર નાસી જાય છે, અને ક્ષુદ્ર મનુષ્યસ્વભાવો ગળી જઈ અંતઃકરણમાં નિરંતર બ્રાહ્મી સૃષ્ટિ વિલસી રહે છે. ૯૮

वित्तोत्सिक्ता मदनविवशा ये च वेदात्प्रभ्रष्टा-
स्ते स्युः सद्यो विमलहृदयास्त्यक्तमालिन्यदर्पाः ।
स्मेरालोकैः सदयमसृणैर्वीक्षिता नाथपादैः,
के वा न स्यू रविसमुदये शैत्यजाड्यांध्यहीनाः ॥ ९९ ॥

શ્રીનાથપ્રભુ જેમની ઉપર દયાયુક્ત મધુર હસતી કૃપાદૃષ્ટિ કરે છે તેઓની મલિનતા તથા ગર્વ ગળી જાય છે, ને તેઓ શીઘ્ર નિર્મલ હૃદયવાળા થઈ જાય છે; પછી ભલે તેઓ પહેલાં દ્રવ્યમદમત્ત, કામવશ અને વેદમાર્ગથી ભ્રષ્ટ હોય. રવિ ઉગ્યે કોની ટાઢ, જડતા ને અંધકાર ન શમે ? ૯૯

लोहस्य काठिन्यमिवाग्नितापात्,
पाथोभिषेकादिव वीतिहोत्रः ।
रसोपयोगादिव रोगसंघः,
चित्तं प्रशाम्येत्तव पादसंगात् ॥ १०० ॥

જેવી રીતે લોહની કઠિનતા અગ્નિના તાપથી શમે છે, અગ્નિ જલ છાંટવાથી શમે છે, અને રોગોનો સમૂહ પારદાદિ રસના સેવનથી શમે છે તેવી રીતે ચિત્ત આપશ્રીના ચરણકમલનો સંગ થતાં શમે છે—શાંત થાય છે. ૧૦૦

भयशोकविपच्छमनं कमनं,
परमाद्वयबोधविबोधकरम् ।
तव नाथ मुदांघ्रिसरोजयुगं,
प्रणमामि पुनर्भवदुःखहरम् ॥ १०१ ॥

હે નાથ! ભય, શોક અને વિપત્તિને શમાવનારાં, પરમ અદ્વૈતજ્ઞાનવિજ્ઞાનને આપનારાં, અને પુનર્જન્મના દુઃખને હરનારાં આપનાં સુંદર ચરણકમલોને હું સાનંદ પ્રણામ કરું છું. ૧૦૧

पात्रानुसारेण गुणानुबंधात्,
फलप्रदे साधुनमज्जनेभ्यः ।
प्रत्यक्स्वरूपे रससांद्रमूर्तौ,
प्रह्वा भवामो रसलाभहेतोः ॥ १०२ ॥

સારી પેઠે નમતા—વિનયી—જનોને તેમના ગુણને લઇને પાત્રપ્રમાણે ફલ આપનાર અને અખંડૈકરસ એવા આપ આત્મ-સ્વરૂપસમીપ અમે જીવનરસમાટે વિનયપૂર્વક ગળી જઇએ છીએ. ૧૦૨

अधिकृतो भगवान् श्रुतिरक्षणे,
कथमिवोपनमेयुरिहान्यथा ।
विभवधर्मयशांसि विरागिता,
श्रुतमथागममंथनचातुरी ॥ १०३ ॥

આપ ભગવાન્ વેદમાર્ગનું રક્ષણ કરવા અધિકાર પામેલ અધિકારી પુરુષ છો, નહિ તો આપશ્રીને સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, વૈરાગ્ય, જ્ઞાન અને શાસ્ત્રોનું દોહન કરવાની ચતુ-રાઇ એ બધાં એકસાથે આપોઆપ શી રીતે આવી મળે? ૧૦૩

जयतु जयतु श्रीमन्नाथकारुण्यमूर्तिर्,
जयतु जयतु शश्वद्धर्मधर्माधिराजः ।
जयतु जयतु सर्वा वैदकीया प्रजाऽपि,
जयतु जयतु शीघ्रं हृत्प्रियानंददेवः ॥ १०४ ॥

કરુણાની મૂર્તિરૂપ પૂજ્યચરણ શ્રીમન્નાથભગવાન જય પામો ! જય પામો !—તેઓશ્રીનું ધર્મોદ્ધારનું મહાકાર્ય પરમ સફલતાને પ્રાપ્ત થાઓ ! સર્વ ધર્મોના રાજાધિરાજરૂપ સનાતનધર્મ જય પામો ! જય પામો !—વર્તમાનમાં શિથિલતાને પામેલો તે બલવાન્ થઇ પ્રજાનાં અંતઃકરણોમાં સારી રીતે સ્થાન પામો ! વેદને અનુસરનારી સર્વ પ્રજા પણ જય પામો ! જય પામો ! અર્થાત્ સનાતનધર્મના પાલનવડે તેની વ્યવહાર-પરમાર્થમાં પૂર્ણ ઉન્નતિ થાઓ ! અને એ સર્વને પરિણામે પ્રાણિમાત્રને હૃદયથી અત્યંત વહાલા એવા આનંદદેવ—આનંદસ્વરૂપ પરમાત્મા—શીઘ્ર જય પામો ! જય પામો ! મનુષ્યોને બહુ કષ્ટદાયી ને અતિ અનિચ્છિત એવા અજ્ઞાનજન્ય શોક*-નામના અસુરને આનંદદેવ શીઘ્ર હણો—સદા સર્વત્ર આનંદ આનંદ વ્યાપી રહો ! ૧૦૪

ઇતિ ૐ

* "तरति शोकमात्मवित्"—આત્મવેત્તા પુરુષ શોકને તરે છે—એ ઉપનિષદ્વચનપ્રમાણે સનાતનધર્મના ઉપદેશનું ને તેના પાલનનું અંતિમ ફલ સર્વશોકનાશ—ત્રણ પ્રકારનાં દુઃખની અત્યંત નિવૃત્તિ-ને પરમાનંદની નિત્યપ્રાપ્તિ એજ છે, ને તે અત્ર કહેવાને ઇચ્છિત છે.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૪ | **शाश्वद्धर्म** | **शाश्वद्धर्मं** |
| ૧ | ૧૫ | **वैदकीयाः** | **वैदकीया** |
| ૧૧ | ૧૮ | શતચડી | શતચંડી |
| ૧૫ | ૨ | **शाश्वद्धमं** | **शाश्वद्धर्म** |
| ૨૦ | ૧૨ | વમા | વર્મા |
| ૨૮ | ૧૫ | કુંતયાણા | કુંતિયાણા |
| ૩૩ | ૭ | તરગાદિની | તરંગાદિની |
| ૪૩ | ૬ | દત્યનો | દૈત્યનો |
| ૪૬ | ૭ | વવસ્વત | વૈવસ્વત |
| ૪૬ | ૧૨ | **मदराचलम्** | **मंदराचलम्** |
| ૪૬ | ૧૪ | કૂમરૂપ | કૂર્મરૂપ |
| ૪૮ | ૧૩ | **कयास** | **व्यास** |
| ૫૧ | ૨૦ | સ્થાવરપયતની | સ્થાવરપર્યંતની |
| ૫૩ | ૧૦ | જ્ઞાનકાંડ | જ્ઞાનકાંડ |
| ૫૭ | ૨૦ | લધિમા | લઘિમા |
| ૬૦ | ૧૪ | નરહ ! રે | નરહરે ! |
| ૬૩ | ૧૪ | .ર | ક્રૂર |

આ સિવાય જે જે ભૂલો રહી ગઈ હોય તે સુધારી વાંચનારે વાંચવા શ્રમ લેવો.

# मुमुक्षुनुं कर्तव्य

## રાગ ધોળ

વિષયોમાં મન જાતું રે વારો, કામ ક્રોધ મદ લોભ નિવારો;
મહાપુન્યે આવ્યો અવસર સારો, તો સેવી લ્યો સદ્‌ગુરુદેવને રે.
સંકલ્પ વિકલ્પ રોગ નિવારો, શુદ્ધ નિરંતર મૂળ વિચારો;
ભવસાગરનો આવ્યો આરો, તો જોખમ ભાગે જીવનું રે.
વહેતી વૃત્તિને સ્થિર કરી રાખો, અનુભવ ઇશ અનુપમ ચાખો;
અહોનિશ સદ્‌ગુરુ શબ્દને ભાખો, તો આપણપું અવલોકતાં રે.
ઉત્તમ અવસર આવ્યો રે એવો, બ્રહ્માદિક ઇચ્છે છે જેવો;
શુદ્ધ સહજાનંદ સમરસ મેવો, તો લીજે ગુરુગમજ્ઞાનમાં રે.
આપે પું અંતરથી રે ટાળી, શુદ્ધ નિજાનંદ સ્વયમેવ ભાળી;
શું સુખ કહું વળી વળી, તો વરણ્યું ન જાય વેદવાણીએ રે.
પામર પશુ આપે નવ જાણે, અણછતા આરોપને રે વખાણે;
મહાસુખ અધિકારી કોઇક માણે, તો પોતપણાને પ્રીછતાં રે.
અખેપણામાંહે આનંદ લાધ્યો, જનમમરણની ભાંગી ખાધ્યો;
નિરંકુશ સુખ નિજપથે વાધ્યો, તો નિરાભાસરૂપ નિરખતાં રે.

---

# સંતપુરુષનાં ત્રીસ લક્ષણો

## રાગ ધોળ

સંતલક્ષણ ત્રીશ સોહામણાં, ચિત્તવૃત્તિ થઈ જેની શાંત;

એવા જન હરિતણા. ટેક

બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગીયા,[1] જીવ-ઈશ્વર ભાંગી ભ્રાંત;[2] એવા૦

દયા[3] દાન[4] દાસત્વ[5] અતિઘણું, જ્ઞાન[6] ભક્તિ[7] વિવેક[8] વૈરાગ;[9] એવા૦

સમાધાન[10] તપે નહિ તાપમાં, આશારહિત[11] અમલ-અનુરાગ;[12] એવા૦

અક્રોધી[13] ઇંદ્રિજીત[14] અનુભવી,[15] કવિ[16] કોમળ[17] શીલ[18] સંતોષ;[19]

આચારહિત[20] અમૃતવાણી[21] વદે, સહજાનંદ[22]-આનંદકોશ;[23] એવા૦

સુહૃદસ્નેહ[24] સ્વારથ નવ ભજે,[25] પરમારથ[26] ઉપર પ્રીત; એવા૦

શશિસૂરજવત્ સાક્ષી[27] રહે, ઉદાર[28] અર્જુનની રીત; એવા૦

હરખ-શોકવિષે ડોલે નહિ,[29] અર્ધનિમિષ ન મૂકે નામ;[30] એવા૦

સુરતરુ સુરધેનુ ચિંતામણિ, મળતાં પહોંચે મનકામ; એવા૦

પરિપૂરણ લક્ષણ સંતનાં, બત્રીશમાં ઓછાં બેય; એવા૦

કહે પ્રીતમ એવા સંતને, સહુ સોંપીને શરણે રહેય. એવા૦

---

